# સાતરંગ



પ્રભુલાલ દ્વિવેદી

સાત શાળોપયોગી નાટિકાઓ



એન. એમ. ત્રિપાઠી પ્રાઈવેટ લિમિટેડ
બુકસેલર્સ - પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨.

પહેલી વાર
સ. ૧૯૬૭



મુદ્રક :
નાનાલાલ સોમાલાલ શાહ
સર્વોદય મુદ્રણાલય, સાદરા



પ્રકાશક :
દિનકર દ્વિવેદી અને
વિનયકાન્ત દ્વિવેદી,
૨૭/એફ, ભાંગવાડી,
મુંબઈ-૨.

રૂા. ૩.૫૦

મુરબ્બી શ્રી ધીરૂભાઈ અંબાણી

ને સાદર અર્પણ



દિનકર

વિનયકાન્ત

## " બે શબ્દો "

સ્વાનુભવ શિખવે છે કે વ્યાપારી દૃષ્ટિવાળા માણસે નાટકો છપાવવાની હિંમતજ ન કરવી, કારણકે તેની એક આવૃત્તિ એટલે કે આશરે એક હજાર પ્રત એક દાયકામાં પણ વેચાતી નથી. એજ નાટકોના કથા વસ્તુને નવલકથાના રૂપમાં મૂકવામાં આવે તો લોકો જરૂર ખરીદે તેમ હું માનું છું. તેમ છતાં વધુને વધુ નાટકો છપાય અને વેચાય તે ઈચ્છનીય છે અને તે ત્યારેજ સંભવે કે પ્રકાશકો, પુસ્તક વિક્રેતાઓ અને રાજ્ય સરકાર આ વાત મન પર લે અને જરૂરી સહકાર આપે.

સ્વ. પિતાશ્રીની કૃતિઓને છપાવવાની ઇચ્છા હતી. મિત્રોએ પ્રેરણા આપી અને મુ. શ્રી પરમસુખભાઇ પંડયા ને શ્રી લક્ષ્મીનારાયણ પંડયાનો હાર્દિક અને સક્રિય સહકાર સાંપડ્યો. અને બે પુસ્તકો આકાર પામ્યા. "વાણી અને વીણા" અને "શંકરાચાર્ય" અને આજે આ ત્રીજું પ્રકાશન "સમરંગ" રંગદેવતાને ચરણે મૂકીએ છીએ, તે પણ તેમના જ સહકારનું પરિણામ છે.

આ પ્રકાશનને યોગ્ય પ્રસ્તાવના લખી આપનાર ખ્યાતનામ સિને દિગ્દર્શક મુરબ્બી, શ્રી વિજય ભટ્ટ પોતાના ચિત્ર 'રામરાજ્ય' ના ચાલુ શુટીંગમાં અત્યંત કાર્યરત હોવા છતાં મારી વિનંતીને માન આપી આ પુસ્તક માટે જે સમય આપ્યો છે તે બદલ હું તેમનો આભાર માનું છું.

મારા અનેક કાર્યોમાં મને માર્ગદર્શન અને મદદ આપનાર મુરબ્બીઓ શ્રી મણીભાઇ ભટ્ટ, શ્રી જયંતીભાઇ ત્રિવેદી, શ્રી મધુકરભાઇ રાંદેરીયા, શ્રી મુકુંદરાય ગોરડીયા અને શેઠ શ્રી ભોગીભાઈ મેહતાનો હું સદૈવ ઋણી રહેવાનો.

આ પુસ્તકના પ્રકાશનમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મદદ કરનાર મારા અંગત મિત્રો શ્રી મનુભાઈ શેઠ, શ્રી રમેશ ભણસાલી, શ્રી આયર, શ્રી બાસુ, શ્રી હર્ષદ પંડયા, શ્રી ગણાત્રા તેમજ જાહેર ખબર આપનાર ગ્રાહકોનો હું અત્યંત આભારી છું.

તા. ૧૯-૫-૬૭ વિનય.

# પ્રાક્કથન

સ્વ. મુરબ્બી શ્રી પ્રભુલાલભાઇના પુસ્તકની પ્રસ્તાવના લખવી એ મારે માટે નાને મોઢે મોટી વાત કરવા જેવું છે. એક તો એ મારાથી વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ પણ ખરા. એમની કલાકૃતિઓને હું ચકાસવા બેસું કે એનું મૂલ્યાંકન કરવા બેસું એ જરા અનધિકાર ચેષ્ટા જેવું મને લાગે છે. પરંતુ મારા એમની સાથેના ચિરપરિચય અને એમની મારા પ્રત્યેની પ્રેમની લાગણીથી પરિચિત એમના સુપુત્ર ચિ. વિનયકાંતભાઈએ મને પ્રસ્તાવના લખવા આગ્રહ કર્યો એટલે આજે લખવા બેઠો છું. પ્રસ્તાવના નહીં પણ એમની કલાને એક નમ્ર અંજલિ.

'સપ્તરંગ'નાં સાત નાટકોમાં સ્વ. પ્રભુલાલભાઈએ ઇન્દ્રધનુષ્યના સાતે રંગો પૂર્યા છે. ભરતમુનિએ નાટ્ય શાસ્ત્રમાં વર્ણવેલા નવે નવ રસોનું પાન કરાવ્યું છે. આ નાટકો એમણે વ્યવસાયી રંગભૂમિ માટે નથી લખ્યાં, પરંતુ શાળા-કોલેજનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ ભજવી શકે એ દૃષ્ટિથી લખ્યાં છે. છતાં પણ એ સામાન્ય વાચકોની રસવૃત્તિને સંતુષ્ટ કરે એવું એમાં સામર્થ્ય છે. ભાવિ પેઢીમાં શ્રેષ્ઠ સંસ્કારનું સિંચન કરે અને જનસમાજમાં આપણી સંસ્કૃતિ અને ઉજ્જવળ પરંપરાની સૌરભ ફેલાવે એવી આ નાટકોમાં તાકાત છે. ભારતીય આદર્શો અને ઉદાત્ત ભાવનાઓનું સ્વ. શ્રી પ્રભુલાલભાઈએ પ્રસંગો અને પાત્રો દ્વારા દિગ્દર્શન કરાવ્યું છે.

'કોણ શ્રેષ્ઠ ?'માં રાજા, પ્રજા, ખેડૂત, સૈનિક, આચાર્ય, દાનો દુશ્મન વગેરેના ઇષ્ટ અને શ્રેષ્ઠ આદર્શોની વિશદ છણાવટ કરી છે. વિદ્યામંદિરના ગૌરવને જાળવવા આચાર્ય

માતૃગુપ્ત દેશવટો સ્વીકારે છે. સત્તા અને ધન સામે એ માથું ઝુકાવતો નથી. વિદ્યામંદિરમાં રાજકુમાર હોય કે રંક હોય બધા જ વિદ્યાર્થી સમાન લેખાતા આ આપણા પ્રાચીન ગુરુકુળોની આદર્શ પ્રણાલિ. સાંદિપનિ ઋષિના આશ્રમમાં યદુકુળભૂષણ શ્રીકૃષ્ણ અને રંક સુદામા બંને ગુરુની સેવા કરે બંને સમિધ લઈ આવે. વિદ્યાધામોમાં રંક રાયના ભેદ ન હતા. આચાર્યો છૂટે હાથે વિદ્યા વહેંચતા આજની સાફક વિદ્યા વેચતા નહીં. શિષ્યોમાં આવા ઉચ્ચ આદર્શોનું સિંચન કરતા આચાર્યો આજે ક્યાં છે? ગુરુ-શિષ્યનો પિતા પુત્ર જેવો પ્રેમભર્યો સંબંધ આજે તો વિસારે પડ્યો છે. મંત્રીશ્વર ક્ષેમક જ્યારે પોતાના પુત્ર જનકને વિદ્યામંદિરમાં અન્ય વિદ્યાર્થીઓ કરતાં વિશિષ્ટ અધિકાર આપવાનો આગ્રહ કરે છે ત્યારે માતૃગુપ્ત કહે છે :

"બન્ને વિરોધી તત્વો સાથે ન રહી શકે, અમાત્યજી ! જ્યાં આડંબર હોય ત્યાં અભિમાન હોય અને અભિમાન હોય ત્યાં સુવિદ્યા કોઇ કાળે ન હોય. સુવિદ્યા તો ત્યાં જ હોય જ્યાં વિનય હોય, સંસ્કાર હોય, આજ્ઞાપાલનની વૃત્તિ હોય." કેવું સનાતન સત્ય ! જે સત્ય કોઇ કાળે ઉવેખી ન ન શકાય. "विद्या विनयेन शोभते".

સત્યનિષ્ઠામાં પરદુઃખભંજન મહારાજ વિક્રમાદિત્ય એક કલાકારની કલાની કદર કરવા અને કલાકારની ગરીબી ટાળવા પોતે દારિદ્રય સ્વીકારે છે. રાજ્ય, લક્ષ્મી, કીર્તિ ધર્મ અને સત્ય ચાલવા માંડે છે. પણ એ સત્ય અને ધર્મ પર અટલ રહે છે અને છેલ્લે સત્ય અને ધર્મ હોય ત્યાં લક્ષ્મી અને કીર્તિનો વાસ અનિવાર્ય છે. લેખકે અહીં એક બીજું સનાતન સત્ય રજૂ કર્યું છે. धर्मो रक्षति रक्षितः।

'દીકરી' માં નારીની મહત્તાનાં સુભગ દર્શન થાય છે. ગરીબીમાં પણ અડગ રહી અનેક ઝંઝાવાતો સામે ઝૂઝતી આત્મગૌરવ અને સત્ત્વશીલની રક્ષા કરતી આર્યનારી શ્રમનો

મહિમા સમજાવે છે. અને નિર્ભયતાથી પોતાના જ આત્મ-બળ પર જીવન જીવવાનો સંદેશ આપે છે.

"દેવી નંદા"માં પણ નારીના ગૌરવની પુનિત કથા છે. પોતાના પુત્રમાં શિક્ષણ અને સંસ્કાર સીંચીને એને તેજસ્વી અને મેધાવી બનાવે છે. બાલ્યવયમાં જ્ઞાનવૃદ્ધ બનાવે છે. શ્રેણિકના બાળક અભયકુમારે આપેલા જવાબોમાં વ્યવહાર અને તીક્ષ્ણ બુદ્ધિના ચમકારા ઘણું ઘણું શીખવી જાય છે.

"ઉષાસ્વપ્ન" માં એક અનોખી પ્રેમકથાનું નિરૂપણ છે. તે સાથે માનવી જયારે અભિમાનમાં ચકચૂર થાય છે ત્યારે એ દાનવ બને છે. સારાસાર નો વિવેક ભૂલે છે અને છેવટે દૈવી શક્તિ એના અભિમાનનું મર્દન કરેછે.

"વડીલનો વારસો" સંસારીઓની સ્વાર્થપરાયણતા ઉપર સચોટ કટાક્ષ કરે છે. સ્વાર્થી સંતાનોના વૃદ્ધ પિતા-ઓને એક વ્યવહારુ સત્ય સમજાવે છે. લક્ષ્મી પિતા પુત્રના સંબંધમાં પણ વિક્ષેપ ઊભો કરી સ્વાર્થાંધતા ને કેટલી હીન કોટી પર પહોંચાડે છે, એનું હૃદયસ્પર્શી નિરૂપણ છે.

"ગુણવંતી" નારીની ગૌરવ ગાથાનું બીજું એક ઉજ્જવળ પૃષ્ઠ છે. હિંમત, સહિષ્ણુતા, ધીરજ, શીલ અને સંસ્કાર હોય તો પત્ની પામર પતિને પણ પુરુષોત્તમ બનાવી શકે છે. દાનવમાંથી દેવ સર્જી શકે છે. ગુણવંતી ખરેખર ગુણવંતી જ છે.

આવા સાત સમુદ્રના પેટાળમાં સંસ્કારનાં અમૂલ્ય મોતી પડેલાં છે. સંનિષ્ઠ વાચકો એને વીણીને સંસ્કાર ધનથી સમૃધ્ધ બની શકે તેમ છે. નાટકમાં બહુધા શબ્દોના સાથીયા અને ભાષાનો મિથ્યા આડંબર જોવામાં આવે છે. પોકળ વાણી વિલાસ દેખાય છે. પરંતુ પ્રસ્તુત લેખકની વાણી કેટલી પ્રાસાદિક છે, કેટલી અર્થઘન છે. એની પ્રતિતિ વાચકને થયાવિના નહીં રહે. એમની વાણીમાં પ્રસાદ છે, વિલાસ નથી, રસછે, શુષ્કતા નથી, ધ્યેય છે, પોકળતા નથી.

ગુજરાતી રંગભૂમિના પ્રારંભમાં તેનાં નાટકો પર ઉર્દૂ નાટકોની અસર હતી. ભાષાની બાહ્ય ભભક, તડક ભડક, બેતબાજી અને મારી મચડીને ઊભી કરેલ ધ્રૂજારી એ નાટકના અનિવાર્ય અંગ ગણાતાં સ્વ. શ્રી. પ્રભુલાલભાઇએ આ સ્થાપિત પ્રથા ( Formula ) છોડી નવો ચીલો પાડ્યો. ધ્રૂજારી ( Sensation ) ને બદલે એમણે ભાવના ( Sentiment ) ને સ્થાન આપ્યું. એક બહુશ્રુત વિદ્વાનનાં અંતરનાં ઉંડાણમાંથી નિર્મળ વાણીની સરવાણી વહેવા લાગી. હેતુલક્ષી વસ્તુ, હૃદયસ્પર્શી પ્રસંગો અને ઉદાત્તપાત્રોનાં ભવ્યદર્શન થયા. એમની વાણીમાં ઠેરઠેર સુભાષિતો અને સનાતન સત્યો સંભળાયાં. અને એટલે તો નાટ્યપ્રેમી જનતાએ એમને "નાટ્ય મહર્ષિ"નું બિરુદ આપ્યું. એમને 'નાટ્ય સમ્રાટ' નહીં પણ 'નાટ્ય મહર્ષિ'નું બિરુદ આપવામાં એમનાં પ્રશંસકોએ યોગ્ય જ કર્યું છે. સમ્રાટ તો ભૌતિક બળથી બને પણ મહર્ષિ બનવા માટે તો અવિરત સાધના અને તપસ્યાની જરૂર પડે. નાટ્ય લેખન માટે આવી એકનિષ્ઠ સાધના અને કઠોર તપસ્યા સ્વ. શ્રી પ્રભુલાલભાઇએ કરી છે. ગુજરાતી રંગભૂમિના એ ભેખધારી સંનિષ્ઠ સેવક હતા.

ગુજરાતી રંગભૂમિના એ 'નાટ્ય મહર્ષિ' તો હતા જ પણ જીવનમાં એ સાચા અર્થમાં મહર્ષિ હતા, જે નાટક સિનેમાની દુનિયામાં જવલ્લેજ જોવા મળે. એમની સહૃદયતા, સજ્જનતા, નિસ્વાર્થ પ્રેમ અને કોઇ માટે કંઇક કરી છુટવાની સદ્‌વૃત્તિએ મને પ્રભાવિત કર્યો હતો. ઘણીવાર મારી ચિત્રકથામા હું ગુંચવાતો ત્યારે એમની પાસે ઉકેલ માગવા દોડી જતો. એ મને પ્રેમથી બેસાડતા, પોતાના કિંમતી સમયનો ભોગ આપીને મારી ગુંચ ઉકેલી દેતા, કંઇ પણ બદલાની આશા વિના. ભાંગવાડી પ્રિન્સેસ થિયેટરની છેક ઉપરની ઐતિહાસિક બંગલીમાં એમની સાથે વાર્તા વિનોદનાં અને એમની જ્ઞાન પરબનાં પાણી ધરાઈ ધરાઈને પીવાનાં અનેક સુખદ સંસ્મરણો આજે પણ મારી અંતરની આંખ સામે તરવરે છે, અને ઘડીભર હૃદયને દ્રવિત કરી દે છે.

એ કહેતા કે "જે હૃદયને સ્પર્શે તે જ સાચું મનોરંજન. આપણો ધંધો મનોરંજન કરવાનો, પણ એ મનોરંજન સાત્વિક અને ઉન્નત બનાવે એવું હોવું જોઇએ. ટિકિટ-બારી અને શિષ્ટ મનોરંજનનો સુમેળ કરી જાણે એ જ સાચો કલાકાર." એમના આ શબ્દો હજુ હું ભૂલ્યો નથી. આજે પણ મારા વ્યવસાયમાં એ મને પ્રેરણા આપે છે.

ઉપરોક્ત બંગલીનો એક પ્રસંગ હું કદાપી ભૂલીશ નહીં. એક દિવસ અચાનક હું ત્યાં જઈ ચડ્યો. જોયું તો 'નાટ્ય મહર્ષિ' આંખો બંધ કરી એક પગે દિવાલ પાસે ઊભા છે. બીજો પગ ઉપર દિવાલને અડકેલો છે. હાથમાં માળા છે, અને ભગવતી ગાયત્રીનો જપ ચાલુ છે. હું બારણા બહાર ઊભો રહી ગયો. એમની સાધનામાં વિક્ષેપ કરવાનું મને ઉચિત ન લાગ્યું. પાંચ મિનિટ–દસ મિનિટ જપમાળા તો ચાલતી જ જાય છે, ત્યાં કોઈ નોકર આવ્યો, અવાજ થયો. એમની આંખો ઊઘડી ગઈ "કોણ ?" મારો અવાજ સાંભળી એ બોલ્યા: "અરે વિજુભાઈ, તમે ? ક્યારના આવ્યા છો ? મને કહેવું તો હતું." મેં કહ્યું "આપના જપમાં વિક્ષેપ કરવાનું મને યોગ્ય ન લાગ્યું." એમણે કહ્યું "અરે ભાઇ, જપ તો ચાલ્યા જ કરે છે. એ તો આત્મકલ્યાણ માટે છે–સ્વાર્થ માટે છે–તેમાં બીજાની ઉપેક્ષા શા માટે ?"

આવી હતી એ મહર્ષિની પ્રસાદમય આર્ષવાણી જે આપણને એમનાં નાટકોમાં સાંભળવા મળતી. 'શંકરાચાર્ય'થી માંડીને એમની છેલ્લી નાટિકા 'વિદ્યાનાં વારસ' સુધીનાં અસંખ્ય નાટકોમાંથી ઘણાંખરાં મેં જોયા છે. રાષ્ટ્રિયતાના નવા જુવાળના રંગે રંગાયેલ 'અરુણોદય'થી એમનું નામ રંગભૂમિ પર ગાજતું થયું. ત્યાર પછી તો 'માલવપતિ' 'સિરાજુદ્દોલા' 'શાલિવાહન' માયાના રંગ' 'સત્તાનો મદ' 'મોહ પ્રતાપ' 'સમુદ્રગુપ્ત' 'સજ્જન કોણ' 'અજયધારા'

'ચેતનયુગ' 'વીર ભૂષણ' 'એક અબળા' વડીલોના વાંકે' 'સંતાનોના વાંકે' જેવાં અનેક વિખ્યાત નાટકો 'ગાડાનો બેલ' 'શંભુ મેળો' 'શ્રવણ કુમાર' 'સામે પાર' અને બીજી અનેક નાટિકાઓએ એમને અમર કીર્તિ અપાવી છે અનેક કલાકારો એમનાં જ નાટકોમાં પ્રસિદ્ધિ પામેલા છે. 'માલવપતિ' અને 'સિરાજુદ્દૌલા'એ અશરફખાનનું નામ ગાજતું કર્યું. 'એક અબળા' માં મુન્નીબાઈ અને મોહનલાલાની બોલબાલા થઇ અને 'વડીલોના વાંકે' માં મોતીબાઇની પ્રતિભા ઝળકી. જનતાએ એમનાં નાટકો પ્રેમથી જોયાં છે, માનથી જોયાં છે. આજે પણ મુંબઇમાં અણનમ અને અડીખમ ઉભી રહેલ 'દેશી નાટક સમાજ'ના પાયા સ્થિર કરવામાં સ્વ. શ્રી. પ્રભુલાલભાઈની કલમ અને શ્રમનો હિસ્સો ઓછો નથી.

સિનેમાની દુનિયામાં પણ એમણે અનેક સફળ ચિત્ર-વાર્તાઓ લખી ચિત્ર નિર્માતાઓને સ્થિર કર્યા હતા. વાર્તાની સફળતા જ નાટક કે ચિત્રપટને સાચી સફળતા અપાવે છે એ સિદ્ધ કરી બતાવ્યું.

આવા સંનિષ્ઠ 'નાટ્ય મહર્ષિ'નાં સાત નાટકો આજે પુસ્તક રૂપે પ્રગટ કરવા એમના સુપુત્રો દિનકરભાઇ અને વિનયકાંતભાઈ કટિબદ્ધ થયા છે. એમના આ સત્કાર્યમાં હું મારો આનંદનો સૂર પુરાવું છું, અને ઇચ્છું છું કે એમનાં રંગભૂમિ પર ભજવાયેલાં વિખ્યાત નાટકો પુસ્તક રૂપે પ્રગટ થાય અને ગુજરાતને પ્રેરણા આપી રહે. એમની કવિતાઓ તો 'વાણી અને વીણા'માં પ્રગટ થઇ છે. જેમાંથી આપણને એક કલ્પનાશીલ અને ભાવભીના કવિહૃદયની ઝાંખી થાય છે. આ પ્રકાશન સદ્દગતના આત્માને સંતોષ આપશે એવી પ્રાર્થના સાથે મારી આ નમ્ર અંજલિ પૂરી કરું છું

સાકેત, દાદાભાઇ રોડ,
વિલે પારલે (વેસ્ટ) મુંબઇ ૫૬.
તા. ૯-૪-૬૭ રવિવાર

વિજય ભટ્ટ

# સપ્તરંગ

©

## અનુક્રમ


| | | |
|---|---|---|
| ૧ | કોણ શ્રેષ્ઠ ? | ૧ |
| ૨ | સત્યનિષ્ઠા | ૬૫ |
| ૩ | દીકરી | ૭૭ |
| ૪ | દેવી નંદા | ૧૦૪ |
| ૫ | ઉષા-સ્વપ્ન | ૧૨૧ |
| ૬ | વડીલનો વારસો | ૧૪૬ |
| ૭ | ગુણવંતી | ૧૬૬ |

# કોણ શ્રેષ્ઠ?

## દ્વિઅંકી નાટક

આ નાટક શાળા–કોલેજના વિદ્યાર્થીઓ સહેલાઈથી ભજવી શકે તે હેતુથી લખાયું છે.

જેમાં એક પણ સ્ત્રી પાત્ર નથી. ઘી બજાર ગેટ હાઈસ્કૂલને સૌ પ્રથમ ભજવવા આપ્યું હતું. પછી વિસારે પડયું. સમય મળતાં ફરીથી લખી થોડા ઘણા સુધારા સાથે ફરી તૈયાર કર્યું.

નાટકનું કથાવસ્તુ મહાકવિ કલ્હણ કૃત રાજતરંગિણી પરથી યોજાયું છે અને સમય છે લગભગ ૨૦૦૦ વર્ષ પહેલાંનો.

# પાત્રસૂચિ

| | |
|---|---|
| આચાર્ય માતૃગુપ્ત | ... વિદ્યાપીઠના આચાર્ય |
| હર્ષ વિક્રમ | ... ઉત્તરાપથનો પ્રતાપી સમ્રાટ |
| પ્રવરસેન | ... કાશ્મીરનો પ્રતાપી રાજકુમાર |
| ક્ષેમક | ... કાશ્મીર મંડળનો મહામંત્રી |
| ઇન્દ્રસેન | ... મહારાજા હર્ષવિક્રમનો સેનાધિપતિ |
| વૈર્યસેન | ... કાશ્મીર મંડળનો સેનાધિપતિ |
| હારિત | ... માતૃગુપ્તનો શિષ્ય |
| જનક | ... ક્ષેમકનો બાળકુમાર |
| બળરામ | ... શરીરબળને શ્રેષ્ઠ માનનારો યુવાન |
| મુખી | ... એક નાના ગામડાનો મુખી |

# અંક પહેલો

## ...શ પહેલો　　　　　　　　સ્થળ : વિદ્યામંદિર આગળનો ચોક

એક બાજુ વિદ્યામંદિરનું પ્રવેશદ્વારા, વચ્ચે પથ્થરનો ઓટલો,
પાછળ ભગવતી શારદાની પ્રતિમા, એની પાછળ ઉદ્યાન

...ો–આચાર્ય માતૃગુપ્ત, હારિત, વિદ્યાર્થીઓ, બાળકુમાર જનક
એના ચાર અનુચરો, મહામંત્રી ક્ષેમક અને સાથે બે સૈનિકો,
સ્તવન કરતા વિદ્યાર્થીઓ

શારદા સ્તવન

વરદ સદાયે વિશ્વમાં સદાય પૂરણકામ,
વંદનીય તીર્થો સમાં પુનિત વિદ્યાધામ,
એ જ્ઞાનપરબનાં પાણી, એની અજર અમર સરવાણી.
માનવતાનાં માન હોય જ્યાં,
સંસ્કૃતિનાં અભિમાન હોય જ્યાં,
દેશવિદેશ દઈ સંદેશા કરે સુયશની લ્હાણી–એની.

(ગીત પૂરું થતાં આચાર્ય માતૃગુપ્ત પ્રવેશે. બાળકો પ્રણામ કરે છે.)

...ૃગુપ્ત : સુવિદ્યાના ઉપાસકો! ભારતવર્ષના સ્વર્ગસમા કાશ્મીર મંડળની આ વિદ્યાપીઠ મારા અધિકારમાં આવ્યા પછી મારી સર્વ શક્તિ મેં અહીં અર્પણ કરી છે. કારણ કે આપણાં પુનિત વિદ્યામંદિરો તક્ષશીલા, અવન્તી, નાલંદા અને વારાણસી સમું આ વિદ્યામંદિર પણ સંસ્કારધામ બની રહે–આ છે મારી મનોભાવના.

પ્રતિહાર : જી. શ્રીમાનની આજ્ઞા છે કે કુમારની રક્ષા અને સેવા માટે અમારે સાથે રહેવું.

માતૃગુપ્ત : કંઈ જરૂર નથી. અહીં સેંકડો બાળકો છે, જેમાં કોટયાધિપતિના અને મહાસામંતોના બાળકો પણ છે. એમની સાથે આ બાળક પણ રહેશે અને અભ્યાસ કરશે.

પ્રતિહાર : છતાં અમારે સાથે રહેવું એવી રાજમંત્રીની આજ્ઞા છે.

માતૃગુપ્ત : રાજમંત્રીને જઈને કહો કે સિદ્ધાંત વિરુદ્ધની આજ્ઞા શારદામંદિરમાં ન હોય.

(ક્ષેમક પ્રવેશ)

ક્ષેમક : શા માટે ન હોય? હું રાજ્યનો સર્વસત્તાધીશ, મારી આજ્ઞા સર્વત્ર મનાય છે તો અહીં શા માટે ન મનાય?

માતૃગુપ્ત : પ્રકૃતિમંડળના અધિપતિ! તમારા કુમારને અભ્યાસ કરાવવા લાવ્યા છો કે આડંબર બતાવવા?

ક્ષેમક : બન્ને.

માતૃગુપ્ત : ત્યારે બન્ને વિરોધી તત્વો સાથે ન રહી શકે. અમાત્યજી! જ્યાં આડંબર હોય ત્યાં અભિમાન હોય અને અભિમાન હોય ત્યાં સુવિદ્યા કોઈ કાળે ન હોય. સુવિદ્યા તો ત્યાં જ હોય જ્યાં વિનય હોય, સંસ્કાર હોય, આજ્ઞા પાલનની વૃત્તિ હોય.

ક્ષેમક : પરિસ્થિતિ સમજો છો. આચાર્યજી! સમગ્ર કાશ્મીર મંડળના સ્વામી મહારાજ હિરણ્યદેવ અપુત્ર છે. પ્રકૃતિ હમણાં હમણાં અસ્વસ્થ રહેતી હોવાથી મારા કુમારને દત્તક લેવા ધાર્યો છે. એટલે મારો કુમાર કાશ્મીર મંડળનો ભાવિ અધિપતિ. સૌ કોઈએ અત્યારથી જ એને માન આપતાં શીખવું જોઈએ.

માતૃગુપ્ત : ભૂલ્યા મંત્રીશ્વર. તમારો કુમાર રાજ્યનો અધિપતિ થવાનો હોય તો અત્યારથી જ એના સ્વભાવમાં ખોટા સંસ્કાર ન સીંચો, એને એની જવાબદારીનું ભાન થવા દો. વિનય, સદ્વર્તન અને સદાચાર શિખવો, નહીં તો, એ પણ તમારા જેવો મિથ્યાભિમાની થશે.

ક્ષેમક : તમે મને મિથ્યાભિમાની કહીને મારું અપમાન કરો છો ?

માતૃગુપ્ત : અપમાન તમે માની લ્યો છો. હું તો હકીકત છે તે કહું છું.

ક્ષેમક : મારી સત્તા અને મહત્તાનો વિચાર ?

માતૃગુપ્ત : હું તમારી કૃપાને ભૂખો દરબારી નથી, વિદ્યાપીઠનો આચાર્ય છું.

ક્ષેમક : છતાં તમને આશ્રય કયાં મળે છે ? અમારે ત્યાં. તમારો નિર્વાહ કયાં થાય છે ? અમારે ત્યાં. દ્રવ્યની જરૂર પડે ત્યારે ભીખ માગવા કયાં આવો છો ? અમારે ત્યાં. રક્ષણની જરૂર હોય ત્યારે ફરિયાદ કરવા કયાં આવો છો ? અમારે ત્યાં.

માતૃગુપ્ત : જવાબ સાંભળવો છે ? મંત્રીશ્વર ! ભલે તમે અમને નિભાવવાનો ગર્વ રાખો પણ એ તો કહો કે તમારા મહાનુભાવોનાં ઘડતર કયાં ઘડાય છે ? અમારે ત્યાં. જીવનમાં સંસ્કાર કયાં સીંચાય છે ? અમારે ત્યાં. પશુમાંથી મનુષ્યત્વના બોધપાઠ કયાં શિખવાય છે ? અમારે ત્યાં. છતાં તમારી દૃષ્ટિએ અમે ભિક્ષુક હોઈએ તો અમારી દૃષ્ટિએ તમે મગરૂર અને મિથ્યાભિમાની છો.

ક્ષેમક : પંડિતવર ! આ મારું નહીં પણ રાજસત્તાનું અપમાન છે અને પરિણામે કદાચ પાંચ ગામની આવક મળે છે તે ગુમાવવી પડશે.

માતૃગુપ્ત : કંઈ ચિંતા નહીં. ભિક્ષા માગીને ચલાવશું મહેલાત જેવાં ભવ્ય મકાનો ખૂંચવી લેશો તો વૃક્ષને છાંયે બેસીને બાળકોને વિદ્યા ભણાવશું પણ હું જીવતો છું ત્યાં સુધી ભગવતી શારદાનું કે શારદામંદિરે નિર્માણ કરેલા એક પણ નિયમનું અપમાન નહી સાંખું.

ક્ષેમક : તો માત્ર શારદામંદિર નહી પણ સમગ્ર કાશ્મીર મંડળ છોડી જવાની હું તમને આજ્ઞા કરું છું.

માતૃગુપ્ત : મને દેશપાર કરો છો?

જનક : નહીં નહીં, પિતાજી, મારે ખાતર મારા બધા ભાઈઓનું અહિત ન કરો. બીજા ભાઈઓની માફક હું પણ અહીંયાં રહીશ અને ગુરુસેવા બજાવીશ.

ક્ષેમક : ચૂપ એ તારા ગુરુ નથી, રાજદ્રોહી છે અને એના જવાથી વિદ્યામંદિર કંઈ રખડી જવાનું નથી. આચાર્ય માતૃગુપ્ત! રાજીખુશીથી રાજ્ય છોડી જાઓ છો કે સૈનિક બંદીવાન કરીને તમને હદપાર કરે એ ઇચ્છો છો?

માતૃગુપ્ત : રાજમદ અહીં સુધી બતાવવો છે? તો હું એટલું જ કહીશ કે મને તમારી જરૂર નથી, પણ તમને મારી જરૂર છે એ સમય પર સમજાશે. હું તમારું રાજ્ય છોડી જાઉં છું.

બાળકો : દેવ...ગુરુદેવ !...

માતૃગુપ્ત : ગભરાવ નહીં બાળકો! હું હોઉં કે ન હોઉં પણ મારા સિદ્ધાંત, મેં સીંચેલા સંસ્કાર દીપાવજો અને વિદ્યામંદિરની પ્રતિષ્ઠા ઉજ્જવળ રાખજો. પ્રણામ, ભગવતી વીણાધારિણી પ્રણામ. પ્રાણ સમા મારાં બાળકો મને અચળ શ્રદ્ધા છે, આપણે ફરી મળશું ત્યારે સમય જુદો હશે.

[ વિદ્યાર્થીઓ પગે લાગે છે. માતૃગુપ્ત વિદ્યામંદિર છોડી જાય છે. સર્વ જોઈ રહે છે ]

## અંક પહેલો

### પ્રવેશ બીજો

સ્થળ—વનવાટ વૃક્ષની છાયા

પાત્રો : ઈન્દ્રસેન, ખેડૂત, હર્ષવિક્રમ, માતૃગુપ્ત, હારિત.

[ ખેડૂતને ધક્કા મારતો ઈન્દ્રસેન પ્રવેશ કરે છે. ]

ઈન્દ્રસેન : ફરિયાદ અમારી સામે? હું મહારાજા હર્ષવિક્રમનો સેનાપતિ અને તું એક કંગાળ ખેડૂત! હવે જો અપમાન-ભર્યો એક શબ્દ પણ બોલીશ તો જિંદગી ખોઈશ.

ખેડૂત : સામન્ત બાપુ! અમને અન્યાય થાય, અમારી મહેનત ધૂળમાં મળી જાય અને અમારાથી ફરિયાદ પણ ન થાય? તમારે જીવ લેવો હોય તો ભલે, પણ આપણે એ રાજ્યમાં રહીએ છીએ કે જ્યાં વાઘબકરી એક આરે પાણી પીએ, મોટો છત્રધારી અને ભીખારી સરખા ગણાય. અને એક ગરીબમાં ગરીબ માણસને મોટા ચમરબંધીથી પણ નુકશાન ન થાય.

ઈન્દ્રસેન : મેં તારું શું નુકસાન કર્યું?

ખેડૂત : શું નુકસાન કર્યું? તમારો ઘોડો મારા લીલાછમ ખેતરમાંથી આરપાર નીકળી ગયો અને ધાનથી ભરપૂર ભરેલા ઘણાય છોડ એના પગ નીચે છુંદાઈ ગયા.

ઈન્દ્રસેન : એથી શું?

ખેડૂત : એથી શું? તમે મહેલાતોમાં રહેનારા, ભર્યા ભોગવનારા. અમારી મહેનતની કદર તમને કયાંથી હોય? સામન્ત બાપુ!

અમારા ખેતરના છોડ એટલે પરસેવા પાડીને ઉછેરેલાં અમારાં છોરું, એક એક છોડ એટલે અમારા બાળબચ્ચાંનો એકએક દિવસનો રોટલો. તમે તમારી મોજ માણવા શિકારે નીકળ્યા અને અમારું ખેતર ખૂંદી નાખ્યું. છતાં કહો છો એથી શું ? આ તો તમે છો, પણ ધરતીનો ધણી પોતે હોય તો પણ હું એને સાફ કહી દઉં...અમારું ખેતર ખૂદી નાખવાનો તમને હક નથી.

ઈન્દ્રસેન : ખરી વાત. મહારાજની વધુ પડતી દયાના પરિણામે તમે છકી ગયા છો અને આજે અમારી સામે બોલવાની હિંમત કરો છો. તારા ખેતરના સો પચાસ છોડ મારા અશ્વના પગ તળે છુંદાઈ ગયા હોય તો લે આ એનો બદલો (વીંટી ફેંકે છે) પણ બકવાદ કરતો બંધ થા. લે કિંમતી હીરાજડિત વીંટી છે. લઈ લે.

ખેડૂત : અમે ધરતીની ધૂળ સાથે રમનારા, એવાં રમકડાંઓનું અમારે શું કામ ?

ઈન્દ્રસેન : ત્યારે શું જોઈએ તને ?

ખેડૂત : માફી. અમારું નુકસાન તમે કર્યું છે એટલે વાંક તમારો, છતાં કડવા બોલ તમે કહ્યા એની માફી માગો.

ઈન્દ્રસેન : હું તારી માફી માગું ?

ખેડૂત : હીણપ લાગે છે ખરું ? તો પછી હું ધરતીના ધણી પાસે ફરિયાદે જઈશ...

ઈન્દ્રસેન : ત્યારે તો તારી બહુ બોલતી જીભ...[ખંજર પર હાથ ગયો ત્યાં હર્ષવિક્રમ પ્રવેશ]

હર્ષવિક્રમ : ઈન્દ્રસેન, આ શું ! ક્રોધ પરનો કાબુ તમે ગુમાવો છો ? પ્રજા પર હાથ તમે ઉપાડો છો ?

ઇન્દ્રસેન : ક્ષમા કરો, કૃપાનાથ! મારી ભૂલ થઇ, તે સાથે એ પણ ખરું કે આપ શ્રીમાને આ લોકોને એટલા બધા બહેકાવી મૂક્યા છે કે હવે વાતવાતમાં અમારું અપમાન કરવાની હિંમત કરે છે.

હર્ષવિક્રમ : શું બન્યું છે એ પહેલાં કહો.

ઇન્દ્રસેન : બીજું કંઈ નહીં શ્રીમાન, આપણે શિકારે નીકળ્યા, હું આપનાથી વિખૂટો પડયો અને અશ્વ તોફાને ચડયો. એને વેગ આપવા માટે મેં એક મોટો ચક્રાવો લીધો એમાં આ ખેડૂતનું ખેતર વચ્ચે આવ્યું અને થોડાક છોડ છુંદાઈ ગયા એની ફરિયાદ કરે છે. બદલો આપું છું તે સ્વીકારતો નથી અને ફાવે તેવા અપશબ્દો બોલે છે.

હર્ષવિક્રમ : તારે શું કહેવું છે ભાઈ!

ખેડૂત : ધરતીના ધણી! અમે અભણ, ગમાર હળખેડુ, અમને મીઠા શબ્દો બોલતાં તો નહીં આવડે, પણ જેનું નામ લઈને અમે ધરતીમાં પહેલો ચાસ પાડીએ છીએ એની આગળ ખોટું તો નહીં બોલું.

હર્ષવિક્રમ : કહે, તારે જે કહેવું હોય તે કહે.

ખેડૂત : કહેવાનું એ જ કે અમારું ખેતર એટલે અમારું ઘર અને એના છોડ એટલે અમારાં બાલબચ્ચાં ખરાંને?

હર્ષવિક્રમ : ખરાં.

ખેડૂત : તો પછી તમારા ઘોડા તોફાને ચડે, અમારા એ ફૂલને છૂંદી નાખે અને તમારા મનમાં જરાય અરેરાટી ન થાય? આ અમારે સાંખી રહેવું? અમારાથી શું એની ફરિયાદેય ન થાય?

હર્ષવિક્રમ : બરાબર. ફરિયાદ કરવાનો તને હક્ક છે. કહે શું જોઈએ તારે બદલામાં?

ખેડૂત : બદલો નથી જોઈતો, પણ અમને હીણા ન ગણો, નરપશુ ન કહો. ધરતીમાતાના સાચા ઉપાસક અમે, અમને ધરતીની ધૂળ જેવા ન માનો. આટલી આશા અમે તમારી પાસે ન રાખીએ?

હર્ષવિક્રમ : જરૂર.

ઈન્દ્રસેન : દયાનિધાન! એ તો કહે છે કે હું તેની માફી માગું.

હર્ષવિક્રમ : ત્યારે તમને એમાં તમારું ગૌરવ, તમારી મહત્તા ઓછી થતી લાગે છે ખરું! ઈન્દ્રસેન! રમતે ચડેલો અશ્વ, પગ તળે કચડાઈ ગયેલા છોડ અને સેનાપતિ વિરુદ્ધ ફરિયાદ કરતો કૃષિકાર આ બધું ઘડીભર ભૂલી જાઓ અને હૃદય પર હાથ મૂકીને કહો, કૃષિકાર મોટો કે સૈનિક?

ઈન્દ્રસેન : સૈનિક.

હર્ષવિક્રમ : શી રીતે.

ઈન્દ્રસેન : સૈનિક રાજ્યની સેવા કરે છે, રક્ષા કરે છે, સમય પર વિના સંકોચે માથું આપે છે.

હર્ષવિક્રમ : સૈનિક સમય પર માથું આપતો હશે. જ્યારે ખેડૂત હરહમેશ પોતાની તમામ શક્તિઓ ખરચી રાજ્યને બળ આપે છે. સૈનિક બદલાની આશા રાખે છે. જ્યારે કૃષક બદલો માગવાને બદલે રાજ્યના ભંડારમાં કંઈક આપે છે.

ઈન્દ્રસેન : અમારી કિંમત ઓછી ન આંકો, દયાનિધાન. સૈનિકના બાહુમાં બળ ન હોય તો રાજ્ય રસાતાળ જાય.

હર્ષવિક્રમ : અને કૃષિકારના બાહુમાં બળ ન હોય તો પ્રજા ભૂખે મરે. છતાં હું તમારું મહત્ત્વ ઓછું નથી આંકતો. મારો પ્રશ્ન એ જ: ખડ્ગ અને હળ, એક રક્ષક અને એક પોષક બેય સમાન, છતાં હું કૃષિકારનો પક્ષ કરતો હોઉં તો એટલા માટે કે

તમારું સૈન્યબળ બદલો માગે છે. જ્યારે કૃષિકાર બદલો નથી માગતો. એ તો મૂગે મોઢે અપમાનો સહન કરતો પોતાનું કર્તવ્ય કર્યે જાય છે. છતાં એની ક્ષમા માગતાં તમને સંકોચ થતો હોય તો તમારો અન્નદાતા હું એને મારો અન્નદાતા કહી એની ક્ષમા [ હર્ષવિક્રમ ખેડૂતની ક્ષમા માગવા જાય છે ત્યાં ખેડૂત નહીં...કહી એના હાથ પકડી લે છે. ગળગળો થઈ એના પગમાં પડી જાય છે. ]

ખેડૂત : નહીં...નહીં...ધર્માવતાર ! આપ પૃથ્વીપતિ, હું પામર. આપના પૂણ્યે તો અમે જીવીએ છીએ.

હર્ષવિક્રમ : અકળાઈ ન જા. ચાલ ક્યાં છે તારી ઝૂંપડી ? અમે આજે તારા મહેમાન છીએ. અમારી જે મહેમાની કરવી હોય તે કર. [ હર્ષવિક્રમ, ઈન્દ્રસેન, ખેડૂત એક તરફ ગયા. બીજી તરફથી આ દૃશ્ય જોઈ રહેલા પંડિત માતૃગુપ્ત અને હારિત પ્રવેશે ]

માતૃગુપ્ત : વાહ ! વિદ્યામંદિરમાં પણ માન માગનારો પામર પૃથ્વીપતિ ક્યાં અને એક સામાન્ય કૃષક પાસે ક્ષમા માગનારો પુણ્યશાળી પૃથ્વીપતિ ક્યાં ? સાંભળ્યું છે કે દર દશ વર્ષે પોતાના રાજખજાના લૂંટાવી દે એ જ ભંડાર પાછો થોડા સમયમાં ધનધાન્યથી ભરપૂર થઈ જાય એનું કારણ ખોળતો હતો તે અહીં મળ્યા.

હારિત : ગુરુદેવ ! શું એ જ ઉત્તરાપથના સ્વામી મહારાજા હર્ષવિક્રમ !

માતૃગુપ્ત : ત્યાં ઊભેલા વૃદ્ધ પ્રહરીએ કહ્યું તે સાંભળ્યું નહીં ? વત્સ ! એ જ માલવનાથ અને બીજા એમના સેનાધિપતિ.

હારિત : ત્યારે તો સામે દેખાય છે એ જ મહાનગરી અવન્તી ? ગુરુદેવ ! સારું થયું કે હું આપની સાથે આવ્યો. હવે

અવન્તીનાં વિદ્યામંદિરો જોવા મળશે અને ભગવાન મહાકાળનાં દર્શન થશે. દેવ! મહામંત્રી ક્ષેમક કેટલો ઉદ્ધત છે એની ફરિયાદ આપ કરશો કે હું કરું?

માતૃગુપ્ત : કોઈએ કશું જ કહેવાનું નથી વત્સ! અપમાન પામીને મેં કાશ્મીર મંડળ છોડયું ત્યારે નિશ્ચય કર્યો હતો કે ઉત્તરાપથના સ્વામી પાસે ન્યાય માગીશ ને મહામંત્રી ક્ષેમકને પૂરેપૂરી સજા અપાવીશ. પણ આ ભૂમિમાં આવ્યા પછી પ્રતિહિંસાના વિચારો લોપાતા જાય છે અને મારો અંતરાત્મા મને એમ જ કહે છે કે હું જો સાચો વિદ્યાવિલાસી હોઉં તો રાગદ્વેષ કે કોઈનું યે અહિત કરવાની ભાવના મારા હૃદયમાં ન હોય.

હારિત : ગુરુદેવ! એણે આપણને દેશપાર કર્યા છે, વિના વાંકે સજા કરી છે.

માતૃગુપ્ત : બધું જ ભૂલી જા અને મારું કહ્યું માનતો હોય તો કાશ્મીર મંડળ તારી જન્મભૂમિ છે ત્યાં પાછો જા, હું અહિયાં જ રહીશ અને મારું જીવન...

હારિત : ગુરુદેવ...!

માતૃગુપ્ત : : એક શબ્દ નહીં. મહારાજ અહીં આવે છે.

[ હર્ષવિક્રમ અને ઈન્દ્રસેન પુનઃપ્રવેશ ]

ઈન્દ્રસેન : કૃપાનાથ! આપ એની પૂર્ણકુટીમાં ગયા એથી તો બિચારો રંક પ્રજાજન હર્ષઘેલો થઈ ગયો. ખરેખર હું એમને ઓળખી શકયો નહીં. એથી મને ક્ષોભ થાય છે; મને ક્ષમા કરો.

હર્ષવિક્રમ : એ બધું ભૂલી જાઓ અને આનંદમાં આવો. [માતૃગુપ્ત આગળ આવ્યા. ]

માતૃગુપ્ત : મહાપુરુષોનાં દર્શન જ મનુષ્ય માત્રને આનંદ આપનારાં હોય છે.

હર્ષવિક્રમ : કોણ છો તમે?

માતૃગુપ્ત : સુવિદ્યાનો એક નમ્ર ઉપાસક.

હર્ષવિક્રમ : નિવાસ?

માતૃગુપ્ત : ભારત ભૂમિના કિરીટની કલગી સમું કાશ્મીર.

હર્ષવિક્રમ : આગમનનું પ્રયોજન?

માતૃગુપ્ત : પુણ્યભૂમિ અવન્તીના વિદ્યામંદિરોનાં દર્શન અને બની શકે તો યત્કિંચત્ સેવા.

હર્ષવિક્રમ : (માતૃગુપ્ત ન સાંભળી શકે તેમ) ઈન્દ્રસેન! અત્યાર સુધીમાં અનેક પંડિતો, કવિઓ અને વિદ્યાના ઉપાસકો મારી પાસે આવી ગયા. સૌ કોઈ કહે છે અવન્તી અને અવન્તીનાથના દર્શને આવ્યો છું. પણ હૃદયમાં તો સ્વાર્થ જ હોય છે અને એ સ્વાર્થ સર્યો એટલે ચાલતા થાય છે. શું નિઃસ્વાર્થ ભાવે મારી પાસે આવનાર કોઈ નહીં હોય?

ઈન્દ્રસેન : કૃપાનાથ! હું એક તલવારો ઉછાળનારો યોદ્ધો. આવી વાતો મને ન સમજાય.

હર્ષવિક્રમ : ક્ષોભ હજી તમારા મનમાંથી જતો નથી ખરું? હા, શું કહ્યું તમારું નામ? પંડિત......

માતૃગુપ્ત : માતૃગુપ્ત.

હર્ષવિક્રમ : અહીં આવવામાં આપનો કશો સ્વાર્થ નથી?

માતૃગુપ્ત : આપના આશ્રયમાં, આપના રાજમંદિરમાં અનેક રત્નો ઝળહળી રહ્યાં છે. તેમના સહવાસથી જ્ઞાનબુદ્ધિ વધે આ કંઈ ઓછો સ્વાર્થ છે?

હર્ષવિક્રમ : ત્યારે તો મારા રાજમંદિરમાં તમારું સ્થાન તમે જાતે જ ખોળી લેજો. [ હર્ષવિક્રમ, ઈન્દ્રસેન ચાલતા થયા. ]

હારિત : ગુરુદેવ ! આ તો ચાલતા થયા ! ન પૂરો આદરસત્કાર, ન ઉતારાની પૂછપરછ કે ન કોઈને ભલામણ અને તમારું સ્થાન તમે ખોળી લેજો કહીને ચાલતા થયા ! લોકો જેને પરઃદુખભંજન કહે છે એ આ !

માતૃગુપ્ત : હલકા વિચારો ન બાંધ, વત્સ ! મહારાજ કદાચ મારી કસોટી કરતા હશે. પણ મારા હૃદયમાં કોઈ વસ્તુની કામના જ નથી. તો મને ચિંતા શા માટે ? હું એમની પાછળ જઈશ અને એના રાજમંદિરમાં મારું સ્થાન ખોળી લઈશ. વત્સ ! તું મારી આશા છોડી દે, તારા વતનમાં પાછો જા અને હું અહીં છું એ ત્યાં કોઈને ન કહીશ. [ માતૃગુપ્ત ગયા. ]

હારિત : થયું બેય કોરથી રખડયા. મેં જાણ્યું કે ગુરુજીની સેવા કરશું. મહામંત્રી ક્ષેમક પર વેર લેશું અને ગાજતે વાજતે અવન્તીનાથના લશ્કર સાથે પાછા કાશ્મીર મંડળમાં જશું ! એ આશાએ મહિનાઓ સુધી પગની પનોતી ઉતારી અહીં આવ્યા તો ગુરુજીના વિચાર ફર્યા. પણ એ તો ઘેર પાછો જા...કહીને ચાલતા થયા. હોય મોટાની વાતો મોટી.

ગાયન

મોટાની વાતો મોટી
વાતવાતમાં નાનાઓની કાયમ કરે કસોટી......
સેવાને બહાને સાથે લઈને અધવચ મૂકે તડકે.
ને ઉપરથી શિખામણોના ભારા માથે ખડકે.
પીઠ થાબડી હસીને કહેશે ફીકર ન કરતો ખોટી......
કોક પ્રતિષ્ઠા ખોળે છે, તો કોક પારખાં લે છે.
પરની પીડા પારખવામાં ભણ્યાગણ્યા ભૂલે છે.
મોટાની આવી મોટપને પ્રણામ કોટી કોટી........

**પ્રવેશ ત્રીજો** સ્થળ : રાજમહેલમાંનો એક સાદો ઓરડો.

પાત્રો : હર્ષ વિક્રમ, માતૃગુપ્ત, પ્રતિહાર, ઈન્દ્રસેન, મંત્રીશ્વર

[ વચ્ચે પાટ પર વિચાર કરતાં કરતાં નિંદ્રા આવી ગઈ હોય એ સ્થિતિમાં મહારાજ હર્ષવિક્રમ ભયાનક સ્વપ્ન જોતાં અચાનક ઝબકીને જાગી ઊઠે છે. દૂરથી સંગીતનો અવાજ આવી રહ્યો છે. અંતરીક્ષમાં કોઈ ભયાનક આકૃતિ દેખાઈ, રાજાના કંઠમાં પાશ નાખતો હોય એવો આભાસ થયો, ત્યાં કોઈ તેજસ્વી આકૃતિ દેખાઈ અને ભયાનક આકૃતિ અદૃશ્ય થઈ અને રાજા ચીસ પાડી જાગી ઊઠયો. ]

હર્ષવિક્રમ : નહીં નહીં, કોઈ નથી. ત્યારે શું મેં ભયંકર સ્વપ્ન જોયું ! અરે કોણ છે બહાર ?

માતૃગુપ્ત : આજ્ઞા મહારાજ.

હર્ષવિક્રમ : પંડિત માતૃગુપ્ત તમે ! દ્વાર પર પ્રતિહાર નથી ?

માતૃગુપ્ત : છે, પણ અવાજ પહેલો મેં સાંભળ્યો એટલે હું આવ્યો. કહો દેવ, શી આજ્ઞા છે ?

હર્ષવિક્રમ : મેં કોઈ ભયંકર દૃશ્ય જોયું.

માતૃગુપ્ત : (સ્વગત) જે જોયું એનો અર્થ શું ? સંદિગ્ધ પ્રશ્ન ? શું જોયું હશે ? સમજ્યો. મુખમુદ્રા અને અવાજ ઉપરથી સમજાય છે કે શ્રીમાને કોઈ ભયંકર સ્વપ્ન જોયું હશે. (પ્રકટ) દેવ ! આપે જે જોયું એનો અર્થ કંઈ જ નહીં. એ તો મિથ્યા, આળપંપાળ.

હર્ષવિક્રમ : એટલે મેં સ્વપ્ન જોયું એમ તમે શા ઉપરથી કહો છો ?

માતૃગુપ્ત : આપની મુખમુદ્રા ઉપરથી.

હર્ષવિક્રમ : બરાબર. પંડિતવર ! મેં સ્વપ્નમાં જોયું કે કોઈ વિકરાળ યમદૂત મને ભય ઉપજાવતો હતો ત્યાં કોઈ પુણ્ય પ્રતિમા આવી ચડી અને ભયાનક આકૃતિ અદર્શ્ય થઈ. એ શું કોઈ અનંગળનું સૂચન હશે ?

માતૃગુપ્ત : દેવ ! ખરું પૂછો તો, સ્વપ્ન એટલે આળપંપાળ, પણ આપ જેવા સ્થિર બુદ્ધિવાળા મનુષ્યનું સ્વપ્ન આળ-પંપાળ ન હોય. એ હશે જાણ્યે અજાણ્યે થયેલી કોઈ ક્ષતિની શિક્ષા.

હર્ષવિક્રમ : (સ્વગત) જવાબ સચોટ અને જવાબદારીનું ભાન કરાવે છે, દરબારમાં અનેક વિદ્વાનો અને નીડર પ્રધાનો છે. પણ મારે મોઢે ઉઘાડું સત્ય કહેનાર આ એક જ. ( પ્રકટ ) પંડિતવર ! રાત કેટલી વીતી હશે ?

માતૃગુપ્ત : બે પ્રહર અને બે ઘડી.

હર્ષવિક્રમ : સમય બરાબર કહો છો ? એટલે શું તમને નિદ્રા નથી આવી ?

માતૃગુપ્ત : સુપાત્રને આપેલી લક્ષ્મીની પેઠે અખૂટ લાગતી હેમંતની રાત્રિમાં નિદ્રા કોને હોય ?

હર્ષવિક્રમ : કોને હોય ?

માતૃગુપ્ત : નિદ્રા તેને હોય જે જન કરે મજૂરી,
નિદ્રા તેને હોય જેને ફિકર અધૂરી,
નિદ્રા તેને હોય નભે જે કોઈની આશે
નિદ્રા તેને હોય જે જીવે વિશ્વાસે,
નિદ્રા સુખની હોય છે સંતોષે સૂનારને
અથવા તો નિદ્રા અધિક હોયે મૂઢ ગમારને.

હર્ષવિક્રમ : અને નિદ્રા ન હોય એ કોણ? પંડિતવર! કહો નિરંતર જાગૃત કોણ?

આતૃગુપ્ત : જાગૃત રહે હમેશ કરજદાર કે રોગી,
જાગૃત રહે હમેશ યોગી અગર વિયોગી,
જાગૃત રહે હમેશ ધનિક પણ કૃપણ સદાનો
જાગૃત રહે હમેશ તાત ઝાઝી દુહિતાનો.
પ્રતિપાલ લાખ્ખો તણો તે સુખ નિદ્રા નવ ચહે,
ભાર શિરે કર્તવ્યનો તે જાગૃત નિશદિન રહે.

હર્ષવિક્રમ : એટલે મારી જવાબદારી સામે જોતાં હું કંઈક ઓછો જાગૃત છું, એમ તો ખરું ને?

આતૃગુપ્ત : એવું કંઈક જોઈશ ત્યારે જરૂર કહીશ. અત્યારે તો નથી કહી શકતો.

હર્ષવિક્રમ : વારુ પંડિતવર! તમે તમારો નિવાસ રાજમહેલના દ્વાર પર શા માટે રાખ્યો છે?

આતૃગુપ્ત : આપની સમીપે રહી શકાય એટલા માટે.

હર્ષવિક્રમ : વિદ્યામંદિરમાં રહેવું નથી ગમતું?

આતૃગુપ્ત : હું વિવાદોથી પર થયો છું. શાસ્ત્રાર્થો કરીને વિજય મેળવવાની અભિલાષા લોપાઈ ગઈ છે. રહી છે કેવળ જિજ્ઞાસુવૃત્તિ, એ તો ગમે ત્યાં સંતોષાય છે.

(પ્રતિહાર પ્રવેશ.)

પ્રતિહાર : દેવ! મહાસેનાધિપતિ ઈન્દ્રસેન અને મંત્રીશ્વર કોઈ અગત્યના કારણસર આપનાં દર્શન ઇચ્છે છે.

હર્ષવિક્રમ : અત્યારે?

પ્રતિહાર : હા.

હર્ષવિક્રમ : આવવા દો. પંડિતવર, જઈ શકો છો. (માતૃગુપ્ત ગયા પછી) આ પંડિત કેટલા સમયથી મારી સેવા બજાવે છે. વિદ્વાન હોવા છતાં હું નથી ખબર પૂછતો કે નથી એની દરકાર કરતો. લોકો મને પરદુઃખભંજન કહે છે પણ હું તે પરદુઃખભંજન છું કે પૂરેપૂરો કૃતઘ્ની ?

[ઇન્દ્રસેન, મંત્રીશ્વર પ્રવેશ]

ઇન્દ્રસેન : દેવને વંદન. કૃપાનાથ ! મધ્યરાત્રિ વીતી ગઈ છતાં આપ જાગતા હશો એ હું નહોતો ધારતો.

હર્ષવિક્રમ : કહે, શું કહેવું છે ? શા માટે અત્યારે આવવું પડ્યું ?

ઇન્દ્રસેન : પૂણ્યભૂમિ કાશ્મીરથી આવેલો એક અગત્યનો સંદેશો.

હર્ષવિક્રમ : કોનો છે ?

ઇન્દ્રસેન : પ્રકૃતિમંડળના અધિપતિ મહામંત્રી ક્ષેમક. મહારાજ હિરણ્યદેવ સ્વર્ગવાસી થયા છે, એમને સંતાન નથી. એટલે મંત્રી ક્ષેમકના પુત્રને દત્તક લીધો છે. હવે એનો રાજ્યાભિષેક કરવા ઇચ્છે છે અને અખિલ ઉત્તરાપથના સ્વામી પાસે સંમતિ માગે છે.

હર્ષવિક્રમ : મારી સંમતિ જોઈએ છે ? વારુ ક્ષેમક માટે તમે શું સાંભળ્યું છે ?

ઇન્દ્રસેન : સ્વભાવે ઉદ્ધત, અભિમાની અને હલકા કુળનો.

હર્ષવિક્રમ : એનો છોકરો રાજર્ષિ જેવા ગોનંદ અને મેઘવાહનના સિંહાસને ? ન શોભે. મંત્રીશ્વર ! પંડિત માતૃગુપ્ત કાશ્મીરથી આવ્યા છે ખરું ?

મંત્રીશ્વર : જી હા. મને બાતમી મળી ચૂકી છે. પંડિતવર ત્યાંના વિદ્યાપીઠના આચાર્ય હતા અને મંત્રીશ્વર ક્ષેમકે વિના વાંકે એમને દેશપાર કર્યા છે.

હર્ષવિક્રમ : છતાં એ માણસ આટલા દિવસમાં એની વિરુદ્ધ એક શબ્દ પણ બોલ્યો નથી. નિઃસ્પૃહતા અને નિષ્કામવૃત્તિનું આથી વધારે પ્રમાણ શું જોઈએ ?

ઈન્દ્રસેન : એટલે ?

હર્ષવિક્રમ : કાશ્મીર ભૂમિનું રાજતંત્ર હું એને આપવા માગું છું.

ઈન્દ્રસેન : રાજમંત્રી તરીકે ?

હર્ષવિક્રમ : નહી સ્વતંત્ર સત્તાધીશ તરીકે.

ઈન્દ્રસેન : કાશ્મીર જેવી પુણ્યભૂમિનું સિંહાસન એક બ્રાહ્મણને આપવા ઇચ્છો છો ?

હર્ષવિક્રમ : જરાય સંકોચ વિના. અનેક સદ્દગુણો જોયા પછી હું એ નિશ્ચય પર આવ્યો છું.

ઈન્દ્રસેન : કૃપાનાથ ! રાજતંત્ર સંભાળવા માટે એકલા સદ્દગુણોની નહીં, શસ્ત્રવિદ્યાની અને ખડ્ગબળની પણ જરૂર છે.

હર્ષવિક્રમ : એ ખામી તમે પૂરી કરો. થોડાક સૈનિક સાથે થોડા દિવસ ત્યાં જઈને રહો અને સ્થિર રાજ્યતંત્ર સ્થાપન કરો. લખો, ભોજપત્ર લ્યો ને અત્યારે જ આજ્ઞાપત્ર લખો. ( મંત્રીશ્વર લખે છે. )

મહામંત્રી ક્ષેમક અને પ્રકૃતિમંડળ ! મહારાજ હિરણ્યદેવ સ્વર્ગવાસી થયા પછી એના સિંહાસને તમે એક બાળકને બેસાડવા માગો છો અને એમાં મારી સંમતિ જોઈએ છે ? હું સાફ ના પાડું છું. મારી આજ્ઞા છે કે આ પત્ર લાવનાર પંડિતવર માતૃગુપ્તને, એ પત્ર લઈને આવે એ જ પળે રાજસત્તા સુપ્રત કરજો, નહી તો મારી સેના વિતસ્તાના તીર પર હાજર હશે એ યાદ રાખશો.

અરે કોણ છે હાજર ? (પ્રતિહાર આવે છે) પંડિત માતૃગુપ્તને બોલાવો. ( માતૃગુપ્ત પ્રવેશ. )

માતૃગુપ્ત : શી આજ્ઞા છે દેવ ?

હર્ષવિક્રમ : લ્યો આ રાજ-આજ્ઞા. અત્યારે અને આ પળે જ કાશ્મીર તરફ રવાના થાઓ અને આ સંદેશો મંત્રીશ્વર ક્ષેમક ને હાથોહાથ પહોંચાડો.

માતૃગુપ્ત : ઓ પ્રભુ ! જે માણસે મને દેશપાર કર્યો એની પાસે સંદેશ-વાહક થઈને મારે પાછા જવું ? વિદ્યાનું અભિમાન પરતું મૂકી હું અત્યાર સુધી દ્વારપાળ થઈ ને રહ્યો. હવે સંદેશવાહક ? નિઃસ્વાર્થ સેવાનો આ બદલો ! વાંક બીજા કોઈનો નહીં...

છે ભાગ્યનો એ વાંક કે જ્યાં જ્ઞાનની આવી કદર !
સેવા કરી દિનરાત પણ શ્રીમાનને આવી કદર !
મોટાઓને નાનાઓના સન્માનની આવી કદર !
(હા દેવ ! ) વિક્રમ સમા ગુણવાનને વિદ્વાનની આવી કદર !

હર્ષવિક્રમ : (સ્વગત) આજે નિંદા કરી લ્યો. કદર કેવી થઈ છે એની ખબર તો કાગળ ઉઘડશે ત્યારે. (પ્રકટ) પંડિતવર ! કેટલીવાર ?

માતૃગુપ્ત : ના કહું ? નહી આટલી સેવા કરી છે તો થોડીક વધારે...

(ધ્રૂજતે હાથે કાગળ લે છે.)

# અંક પહેલો

**પ્રવેશ ચોથો** સ્થળ : ગામડાના મુખીનું ઘર

પાત્રો : મુખી, બળરામ, હારિત, કૌશિક, ભાનુ, વસુમિત્ર, ગુણવંત.

(બહારથી કૌશિક આવે છે.)

કૌશિક : કેમ ઘરમાં કોઈ દેખાતું નથી? મુખી બાપુ? એ મુખી બાપુ, છો કે? (બીજી તરફથી મુખી પ્રવેશ.)

મુખી : કોણ છે? એ હો કુશીયા તું છે!

કૌશિક : મારું નામ કુશીયો નહીં કૌશિક.

મુખી : હવે દીઠો. ઓલ્યા પૂજારીનો હારિતયો આવ્યો, એણે ગામમાં પાઠશાળા ઉઘાડી અને એમાં સાઠાત્રણ દિ'થી જાતાં શીખ્યા ત્યાં મારા બેટા પંડિતનાં પૂંછડાં થઈ ગીયા! બોલ શું છે? શું કહેવું છે?

કૌશિક : જામી. અમે બધા ઉજાણીએ ગ્યા'તા ત્યાં તમારા ભત્રીજા અને હારિત વચ્ચે જામી.

મુખી : ભોગ છે ને મારા કરમના. મોટો ભાઈ ગીયો અને એક અઠબંગ સોંપતો ગીયો. એને મલ્લ કુસ્તી શીખવા અખાડામાં મોકલવા માંડયો તો જેની તેની હારે લડતાં શીખ્યો. અલ્યા એય! પછી બેય જણા કેવાક લડયા?

કૌશિક : ઉજાણી રખડી એવા. મુખી બાપુ! વાત એમ થઈ કે વાતો કરતાં કરતાં અમે કયું બળ મોટું એની ચર્ચામાં ઊતરી પડયા. મેં કહ્યું વિદ્યાબળ મોટું, ઓલ્યો વસુમિત્ર કહે કે ધનબળ મોટું. તમારો અઠબંગ બળરામ કહે કે

શરીરબળ મોટું, ત્યારે હારિત કહે કે બધાયથી મનોબળ મોટું.

મુખી : બધાય ખોટા. સૌથી મોટું તો મારું ધોકાબળ છે; તો ગામ આખામાં સીક્કો જમાવું છું. અને ભલાભલા માથાભારેને સીધા દોર રાખું છું. ( વસુમિત્ર પ્રવેશ. )

વસુમિત્ર : વહેલે મોડે તમારે એ જ અજમાવવું પડશે, મુખીબાપુ !

મુખી : અલ્યા, તું ય એમાં ભેગો હતો ?

વસુમિત્ર : નદી કાંઠે ઉજાણી માટે દૂધપાક તો હું લઈ ગયો હતો, પણ તમારો અડબંગ બલીયો જે વીફર્યો તે અરધોઅરધ દૂધપાક પી ગયો ને બાકીનો ઢોળી નાંખ્યો. એટલે બીજા ભૂખ્યા રહ્યા ને ઉજાણી રખડી.

મુખી : ત્યારે તો આજે જરાક માથું ફેરવીને કામ લેવું પડશે.

હારિત : ( પ્રવેશ. ) કંઈ જરૂર નથી. વડીલ ! તમે નિરાંત રાખો. એ તો અમારો ઝઘડો અમે સમજી લેશું.
( પાછળને બારણેથી ભાનુ દોડતો આવે છે. )

ભાનુ : મુખીબાપુ ! મુખી બાપુ ! ગામનો કોટવાલ તમને હમણાં ને હમણાં બોલાવે છે.

હારિત : જાવ વડીલ, તમે જરાય ફિકર ન કરો.

મુખી : અલ્યા, પણ જો જો હોં. હાથોહાથ ન આવી જતા. હું હમણાં આવું છું. ( પાછળને બારણેથી જાય છે. )

ભાનુ : વડીલ તો ગયા ને પેલો ધુંઆંફુંઆં થતો આવે છે.

હારિત : ભલે આવે દોસ્તો ! હું આચાર્ય શિરોમણિ માતૃગુપ્ત દેવનો શિષ્ય. વર્ષો સુધી એની પાસે ભણ્યો છું અને બધાં બળથી મનોબળ મોટું એ ઘણી વાર એમને મોઢેથી સાંભળ્યું છે. એની આજે હું સાબિતી આપીશ.

ગુણવંત : શી રીતે?

હારિત : જુઓ, આપણે બધા ભેગા મળીને એના મન પર એવું ઠસાવી દો કે એ માંદો છે.

ભાનુ : તે શું માંદો પડશે?

હારિત : જરૂર નબળા મનના માણસ પાસે મનોબળ તો હોતું જ નથી. એટલે બધા જ ભેગા થઈને એના મન પર એવું ઠસાવો કે તું બિમાર છે તો એ જરૂર બિમાર પડે. શૂર-વીરને એમ ઠસાવો કે કાયર છે તો જરૂર હથિયાર મૂકીને ભાગે.

વસુમિત્ર : અને જીવતાને એમ ઠસાવીએ કે તું મરી ગયો છે તો શું એ મરી જાય એમ!

હારિત : મરે તો નહીં, પણ જીવતે મુઆ જેવો તો જરૂર થઈ જાય.

ગુણવંત : ત્યારે કરીએ અખતરો.

હારિત : અખતરો નહીં, રામબાણ, જુઓ, એ આવ્યો. બધા જ એક પછી એક એના મન પર એવું ઠસાવો કે એ બિમાર છે. બિમારીમાં એણે ભારે ખોરાક ખાધો છે. તાવ ભારોભાર ભર્યો છે. એટલે ત્રિદોષ થવાની બીક, મારું નામ કોઈ લેશો મા, હું ઘરમાં નથી એમ જ વર્તજો...હં...કરો શરૂઆત. ગુણવંત તું એનો મિત્ર છે. માટે પહેલો તું, ભાનુ બીજો તું, કૌશિશ તું વૈદનો દીકરો છે માટે અધૂરું તું પૂરું કરજે અને વસુ કામળા ઓઢાડીને સુવડાવવાનું કામ તારું. ચાલો, બધા જ એક પછી એક એના મન પર ઠસાવો. એ આવ્યો.

(બધા અંદર ગયા પછી બળરામ આવે છે.)

બળરામ : ઝઘડો મારી સામે ! હારિતયો પંડિત છે એથી શું થયું ?
હું પહેલવાન, મારી તાકાત, મારું બળ, મારું મગદળ...
જય બજરંગ !

ગુણવંત : (પુન : પ્રવેશ) ભાઈ આવ્યો તું ?...અરે કેમ આમ ?
તારું મોઢું, તારી આંખો, મને એમાં વિકાર કેમ દેખાય છે ?

બળરામ ; મારી આંખોમાં વિકાર ! હોય જ નહિ.

ગુણવંત : અરે છે. મોઢા પર સુસ્તી, આંખોમાં વિકાર અને શરીરમાં
તાવ તો મને સવારથી દેખાતો'તો. હું જાઉં. તારે માટે
ઉકાળો લઈ આવું. (ગયો.)

બળરામ : ઉકાળો ! હું કંઈકના લોહીઉકાળા કરનારો, મારે વળી
ઉકાળો કેવો ? અલ્યા, કોણ છે ઘરમાં ? (ભાનુ પ્રવેશ.)

ભાનુ : એ તો હું છું. દોસ્ત ભીમસેન ! હું સુખીબાપુને મળવા
આવ્યો હતો. અરે તારા પગ કેમ ધ્રૂજે છે ?

બળરામ : મારા પગ ધ્રૂજે છે !

ભાનુ : અરે હા, મેં તને કાલ નહોતું કહ્યું કે તારા શરીરમાં
તાવની અસર છે.

બળરામ : તેં મને કાલે કહ્યું'તું એમ ?

ભાનુ : અરે હા. કાલે સાંજે અખાડામાં તારો હાથ ધ્રૂજ્યો ને
મગદળ પડ્યો ત્યારે મેં તને કહ્યું હતું. હવે તું
ઓઢીને સૂઈ જા. હું સુખીબાપુને બોલાવી આવું. (ગયો.)

બળરામ ; મારા હાથમાંથી મગદળ પડ્યો ! એક કહી ગયો ને બીજો
કહે છે. વાત ખરી. હમણાં હમણાં નબળાઈ લાગે છે
ખરી. એકાદ બેઠક કાઢું ? (બેઠક કાઢે છે.) જયબજરંગ !
બાપરે ! મારો પગ ધ્રૂજે છે. બેસી જવા દે. રાતે ઊંઘ-

બરાબર ન આવી, એમાં ટાઢે પાણીએ નાહ્યો ને ઉપરથી અડધું તપેલું દૂધપાક પી ગયો. મને કંઈ થાશે તો નહીં ?

કૌશિક : ક્યાં ગયા મુખી ? કેમ આ તરફનું બારણું ઉઘાડું છે ? ઓહ ! પહેલવાન તમે છો !

બળરામ : અલ્યા કૌશિક તું વૈદનો દીકરો ખરું ? મારી નાડ જો તો.

કૌશિક : હેં...તારી નાડ આટલા વેગથી ચાલે છે ! ત્રિદોષ પહેલવાન ! આ તો ત્રિદોષની નાડી.

બળરામ : અલ્યા એ ત્રિદોષ શું ?

કૌશિક : એટલું નથી સમજતો ? સનેપાત, ભરચક તાવમાં માણસ બબડાટ કરે છે ને ! એ પહેલવાન ! સારું થયું કે ઉજાણી રખડી. તેં આજ કંઈ ખાધું નથી ને !

બળરામ : બીજું તો નથી ખાધું પણ અરધું તપેલું દૂધપાક તો ઊભો ઊભો પી ગયો.

કૌશિક : હેં...હૃદયની ગતિ મધ્યમ, નાડી વિષમ, એમાં દૂધપાક પીધો ! અને તે ઊભા ઊભા ! ગજબ થયો. જ્વર દેખાય નહીં, લોહી ન તપે છતાં હાડકાં ભાંગી નાંખે એવો વિષમ જ્વર હતો ને તેં દૂધપાક પીધો ?

બળરામ : હાય, હાય !

કૌશિક : ગભરા મા, હું ઘેર જાઉં, કોક માત્રા લઈ આવું અને મારા બાપાને તેડી આવું. ઘડીક ધીરજ રાખજે, ગભરાઈશ મા... અરે કોણ છે ત્યાં ?

વસુમિત્ર : હું છું કૌશિક ! શું થયું આપણા પહેલવાનને ?

કૌશિક : જોખમ ભયંકર જોખમ. પણ કોઈ ગભરાશો મા. હું મારા બાપુને તેડી આવું છું. (ગયો.)

વસુમિત્ર : ભાઈ તને શું થાય છે?

બળરામ : બધું પછી, ઓશીકું લાવ. એક ધાબળો, બીજો, ત્રીજો. મારો તાવ બહાર આવવા દે. હાડકામાં તાવ છે એને બહાર નીકળવા દે, નહીં તો મને સનેપાત લાગુ પડશે.

વસુમિત્ર : ભાઈ!

બળરામ : મને બોલાવ મા. ક્યાંક મારું કાળજું બંધ પડી જશે. ઓઢાડ, ધાબળા ઓઢાડ. આ મગદળ ફેંકી દે. મારા કાકાને કહેજે, મારા નામનો પાળીયો ઊભો કરે, હારિતયાને કહેજે, મારા નામનો શાંતિપાઠ કરે અને બધા દોસ્તારને કહેજે, મારું બોલ્યુંચાલ્યું માફ. હું આજની સાંજ નહીં દેખું રે, મારા બાપ!

(ધાબળા ઓઢીને ધ્રૂજતો ધ્રૂજતો સૂનો. હારિત મિત્રો સાથે પ્રવેશ.)

હારિત : કેમ જોયું ને! હતો આમાં ક્યાંય મંદવાડ! સાજો સારો માણસ ધરતી ધ્રૂજાવતો આવતો'તો પણ મનોબળ નહોતું એટલે મન નબળું પડ્યું ને બધી જ શક્તિ ખોઈ.

મુખી : (પ્રવેશ) હેં કોની શક્તિ ગઈ! આ કોણ સૂતું છે? મારો જાડીઓ? શું એને તાવ ચડયો છે?

હારિત : હા મુખીબાપુ! તમારા ભત્રીજાને તાવ ચડયો છે. પણ આવો તાવ નિશાળીઆને નિશાળે ન જવું હોય ત્યારે આવે છે. આવો તાવ નોકરને નોકરી પર ન જવું હોય ત્યારે આવે છે. આવો તાવ લેણદાર ઘેર આવે અને એને આપવાના પૈસા ન હોય ત્યારે કરજદારને આવે છે.

મુખી : એટલે શું આ જાડીઓ ઢોંગ કરે છે!

હારિત : અરે ના. એ તો શરીરબળ પર મનોબળની જીત. અમે બધાય ભેગા થઈને એના મન પર એવું ઠસાવ્યું કે એ બિમાર છે. અને મનોબળ વગરનું શરીરબળ નકામું...

મુખી : એટલે મગફળીનો કોથળો પડયો! મરો તમે અખતરો કરતા. અલ્યા, હારિતયા તારા ગુરુ અહીં આવ્યા છે. હું એને મળવા ગયો ત્યાં તેં મારા જાડીઆને માંદો પાડયો!

હારિત : મારા ગુરુ!

મુખી : અરે હા, તું જેનાં વખાણ કરે છે એ પંડિત માતૃગુપ્ત.

હારિત : પણ એ તો દેશપાર થયા છે.

મુખી : અરે એ તો અવંતીથી મોટા મહારાજાનો સંદેશો લઈને આવ્યા છે ને જાય છે રાજધાનીમાં. મને મળ્યા.

હારિત : કયાં છે? હું જાઉં.

મુખી : કયાં જાય છે? એ તો પાઠપૂજા પતાવવા દેવમંદિરમાં ગયા છે. તે પરવારીને અહીં આવશે. મેં બધી ગોઠવણ કરી છે. તે પહેલાં આ જાડીઆને સાજો કર.

હારિત : પણ એ માંદો છે જ નહીં. એકાદ વાટકો ઉકાળો પાઈશું અને થોડીક વાતો કરશું એટલે સાંજ પડતાં સારો થઇ જશે.

મુખી : ના, હમણાં ને હમણાં સાજો કર. મનથી માંદો પાડયો છે તો મનથી સાજો કરી દેખાડ...નથી આવડતું? અલ્યા મારણ આવડે છે ને નિવારણ નથી આવડતું? એટલો કાચો. જુઓ, હવે હું ચમત્કાર દેખાડું. તું જા, સામેનું બારણું બંધ કર... તું પાછળનું બારણું અટકાવ. અને તમે બધા સંતાઈ જાવ. (બધા મિત્રો ગયા.) જાડીઆ!

બળરામ : ત્યારે આ બધું છે શું ?

હારિત : કેમ તું જ કહેતો હતો ને કે બધાય બળથી મનોબળ મોટું એની સાબિતી આપ, તે આપી.

બળરામ : એટલે તમે બધાએ ભેગા થઈને મને માંદો પાડ્યો એમ ? લાવ ક્યાં છે મારું મગદળ ?...જય બજરંગ !

સુખી : મરી રે તાકાત દેખાડતો. એના ગુરુ આજે આવ્યા છે. એની મહેમાની કરવી છે. માટે બધા અહીં જ રહેજો. હું એમને તેડીને આવું છું. (ગયો.)

મિત્રો : કેમ બળરામ, હવે તો ખાતરી થઈને ? બધાય બળથી મોટું મનોબળ.

ગીત

બધાય બળથી શ્રેષ્ઠ મનોબળ, જગમાં ધાર્યું કરે,
મનોબળ જગમાં ધાર્યું કરે.
આતમ જાગે, મળે ઉન્નતિ, પુણ્ય પંથ સંચરે...મનોબળ.
ધનિક ભલે નાણાં ખખડાવે, શૂર ભલે શસ્ત્રો ચમકાવે,
પણ જો મનમાં જરાય ઓછપ, બધુંય ઓછું ઠરે...મનોબળ.
કંઈક જનમનાં તપ એ માગે ને જ્યારે સંસ્કારો જાગે,
ત્યારે એ સિદ્ધિ સાંપડતી, જે સૌ સંકટ હરે...મનોબળ.

બળરામ : કાકા ! આવ્યા તમે ? જલદી વૈદને બોલાવો.

મુખી : અરે વૈદ પછી, બેઠો થા. ઘરને ચારેકોરથી આગ લાગી છે.

બળરામ : હે આગ !

મુખી : હા. ગામમાંથી કોક આપણો દુશ્મન જાગ્યો. એણે બારણાં ચારેકોરથી બંધ કર્યાં અને ઘરને આગ લગાડી. હવે તો તારી તાકાત ઉપર આધાર. ઊભો થા મારા સિંહ. લાત મારીને બારણું તોડી નાખ, નહીં તો આપણે બે જીવતા બળી જઈશું.

બળરામ : બળી જશું ? જીવતા ? અરે ભાર શા છે કે આપણને કોઇ જીવતા બાળી મૂકે. કાકા ! એક લાત ભેગું બારણાને હેઠું નાખી દઉં.

મુખી : શાબાશ !

બળરામ : જય બજરંગ ! જય બજરંગ ! જય ! ( ગયો. )

કૌશિક : ( પ્રવેશ ) ભઈ વાહ ! આગનું નામ સાંભળીને તાવ નાસી ગયો.

મુખી : એનું કારણ નથી સમજતો ? બચ્ચા કાશીયા એક ભયથી બીજો ભય વધ્યો એટલે તાવ નાસી ગયો...એ...દીધી ને બારણું તોડ્યું...( બારણું તોડવાનો અવાજ ) (બળરામ પાછો આવ્યો.)

બળરામ : વડીલ ક્યાં છે આગ ? અહીં તો કાંઈ નથી !

મુખી : તો અહીંયા યે કાંઈ નથી. મૂરખા, ચાર જણાએ કહ્યું કે તું બિમાર છે. એટલે સાચોસાચ ધાબળા ઓઢીને પડ્યો !

બળરામ : ત્યારે શું હું બિમાર નથી ?

હારિત : ના ભાઈ, તું બિમારે નથી ને આગે નથી.

બળરામ : ત્યારે આ બધું છે શું ?

હારિત : કેમ તું જ કહેતો હતો ને કે બધાય બળથી મનોબળ મોટું એની સાબિતી આપ, તે આપી.

બળરામ : એટલે તમે બધાએ ભેગા થઈને મને માટો પાઠયો એમ ? લાવ ક્યાં છે મારું મગદળ ?...જય બજરંગ !

સુખી : મરી રે તાકાત દેખાડતો. એના ગુરુ આજે આવ્યા છે. એની મહેમાની કરવી છે. માટે બધા અહીં જ રહેજો. હું એમને તેડીને આવું છું. (ગયો.)

મિત્રો : કેમ બળરામ, હવે તો ખાતરી થઈને ? બધાય બળથી મોટું મનોબળ.

ગીત

બધાંય બળથી શ્રેષ્ઠ મનોબળ, જગમાં ધાર્યું કરે,
મનોબળ જગમાં ધાર્યું કરે.
આતમ જાગે, મળે ઉન્નતિ, પુણ્ય પંથ સંચરે...મનોબળ.
ધનિક ભલે નાણાં ખખડાવે, શૂર ભલે શસ્ત્રો ચમકાવે,
પણ જો મનમાં જરાય ઓછપ, બધુંય ઓછું ઠરે...મનોબળ.
કંઈક જનમનાં તપ એ માગે ને જ્યારે સંસ્કારો જાગે,
ત્યારે એ સિદ્ધિ સાંપડતી, જે સૌ સંકટ હરે...મનોબળ.

# અંક પહેલો

**પ્રવેશ પાંચમો** સ્થળ : રાજમહેલનો એક ભવ્ય ખંડ.

પાત્રો : ક્ષેમક, જનક, ધૈર્યસેન, હારિત, માતૃગુપ્ત, ઈન્દ્રસેન ઉપરાંત મંડળેશ્વરો અને મંત્રીઓ.

( રાજમહેલના એક ખંડમાં ચાર મંત્રીઓ, બે મંડળેશ્વરો વચ્ચે ક્ષેમક ઊભો છે. એની આગળ બાળકુમાર જનક. દૂર એક સોનાના બાજઠ પર મૂકેલો રાજમુગટ )

ક્ષેમક : કાશ્મીર મંડળના મંડળેશ્વરો અને મંત્રીઓ, આપણા પુણ્યશાળી મહારાજ હિરણ્યદેવ સ્વર્ગવાસી થયા. એને લગભગ ત્રણ માસ વીતી ગયા. સૌ કોઈ જાણે છે કે એમણે મારા પુત્રને દત્તક લીધો છે, એટલે એ જ રાજ્યનો ખરો અધિકારી. રાજ્યાભિષેક કરવા માટે અખિલ ઉત્તરાપથના સ્વામી મહારાજ હર્ષવિક્રમની સંમતિ માગી, પણ હજી સુધી જવાબ નથી મળ્યો. હવે રાજ્યાસન ઝાઝો સમય અરક્ષિત રહે એમાં આપણી સલામતી નથી, એટલે હું આજે જ રાજ્યાભિષક કરવા માગું છું. કહો, આપ સર્વ એમાં સંમત છો ? દરબારમાં જતા પહેલાં આ સવાલ એટલા માટે પૂછું છું કે આપણા મંડળેશ્વર ધૈર્યસેન આજે મારા વિરોધી થયા છે.

જનક : પિતાજી ! આ ઝઘડા મારે ખાતર થતા હોય તો રાજમુગટ મારે નથી જોઈતો.

ક્ષેમક : તું એમાં ન સમજે.

જનક : હું ન સમજું ? મારે ખાતર આચાર્ય માતૃગુપ્ત દેશપાર થયા ત્યારથી વિદ્યામંદિર બંધ પડયું છે. આ બદનામીઓ મારે નામે અને હું ન સમજું ?

ક્ષેમક : વિદ્યામંદિર બંધ કર્યું એનું કારણ ? અત્યારે લશ્કરી બળ એકઠું કરવાની અને રાજ્યની તમામ શક્તિઓ એની પાછળ ખરચવાની જરૂર છે અને માતૃગુપ્ત...ખાતમીદારો ત્યાં સુધી કહે છે કે એ ભારત સમ્રાટના દરબારમાં જઈને રહ્યો છે. એ કંઈ ખટપટ જગાવે એ પહેલાં હું મારે હાથે જ આ રાજમુગટ...[ મુગટ પહેરાવવા જાય છે ત્યાં સેનાપતિ ધૈર્યસેન પ્રવેશે છે. ]

ધૈર્યસેન : ઉતાવળા ન થાઓ. મંત્રીશ્વર, જે કાર્ય કરવા તૈયાર થયા છો એ એવું સામાન્ય નથી કે છાને ખૂણે પતાવી દો.

ક્ષેમક : મંડળેશ્વર ધૈર્યસેન ! મહારાજ સ્વર્ગવાસી થયા પછી તમે મારા વિરોધી થયા છો, પણ હું જે કંઈ કરું છું એ એમની ઇચ્છા મુજબ.

ધૈર્યસેન : તે સાથે ભારત સમ્રાટની સંમતિ જોઈએ. શ્રીમાન શું કહેવા માગે છે એ તો હું નથી જાણતો. પણ એમનો સંદેશો લઈને એક દૂત રાજધાનીમાં આવ્યો છે. અને હું એને મારી સાથે લાવ્યો છું...આવો...[માતૃગુપ્ત પ્રવેશ.]

ક્ષેમક : આચાર્ય માતૃગુપ્ત ! સમ્રાટના સંદેશા લાવવા લઈ જવાનું કામ તમે સ્વીકાર્યું છે ! ક્યાં ગયું સિદ્ધાંતોનું સ્વમાન ? ક્યાં ગયું આચાર્યનું આત્માભિમાન ? પામર ભિખારી અમારી મહેરબાની માગતાં શરમ આવતી હતી અને હવે દૂત બનીને સંદેશો લાવ્યા છો ?

માતૃગુપ્ત : અરે દુર્દૈવ ! શું જવાબ આપું ?

ક્ષેમક : કેમ જવાબ નથી જડતો ? તે દિવસે તો ગુમાનથી બોલતા હતા.

માતૃગુપ્ત : આજે પણ ગુમાનથી કહું છું કે નીચ માણસોની મહેરબાની કરતાં સજ્જનોની હલકામાં હલકી સેવા પણ શોભા આપનારી હોય છે.

ક્ષેમક : અને એ શોભા કેવી છે એ તો દેખાઈ આવે છે. લાવો, ક્યાં છે આજ્ઞાપત્ર ? [ એક રેશમની કોથળી આપે છે. એમાં એક દાબડામાં આજ્ઞાપત્ર છે. બધા દરબારીઓ એને નમન કરે છે. ક્ષેમક મહોર છાપ તપાસી આજ્ઞાપત્ર લઈ વાંચે છે. ...વાંચ્યા પછી ] (સ્વગત) ઓ પ્રભુ ! આ કેવી આજ્ઞા ! પામર માતૃગુપ્ત મુગટ ધારણ કરે અને હું એ મારી આંખે જોઉં ! એની સેવા કરું ! નહીં, હું એનો અમલ કોઈ રીતે નહીં થવા દઉં !

ધૈર્યસેન : મંત્રીશ્વર શું છે આજ્ઞાપત્રમાં ? લાવો, [ વાંચીને ] વાહ ! બંધુજનો ! સાંભળો સમ્રાટની આજ્ઞા...મહામંત્રી ક્ષેમક અને પ્રકૃતિમંડળ. આ પત્ર લાવનાર પંડિતવર માતૃગુપ્તને એ પત્ર લઈને આવે એ જ ઘડીએ અને એ જ પળે રાજસત્તા સુપરત કરજો, નહીં તો, મારી સેના વિતસ્તાના તીર પર હાજર હશે એ યાદ રાખજો.

હારિત : આ હું શું સાંભળું છું ? મારા ગુરુદેવ કાશ્મીરના સિંહાસને અને તે અત્યારે ને આ પળે જ !

માતૃગુપ્ત : નવાઈ લાગે છે ? વત્સ ! જગતમાં ત્રણ પ્રકારનાં વૃક્ષો થાય છે : જેમાં એક ફૂલે ને ખરી જાય એટલે માત્ર ફૂલ જ આવે ફળ નહીં. બીજાં ફૂલે અને ફળે અને ત્રીજાં વગર

ફૂલે ફળે. એવા જ ત્રણ પ્રકારના માણસો : એક ફૂલે અને ખરી જાય એટલે બોલે અને રહી જાય, કરે નહીં કશું જ. બીજા ફૂલે અને ફળે એટલે જેટલું બોલે એટલું જ કરી બતાવે અને ત્રીજા વગર ફૂલે ફળે, એટલે કે ફૂલાય નહીં, બોલે નહીં, માત્ર કાર્ય જ કરી બતાવે. એવા વગર બોલે કાર્ય કરી બતાવનાર, અલ્પ સેવાનો મહાન બદલો આપનાર એ સજ્જનોના શિરોમણિને મેં પણ આજે ઓળખ્યા...

સજ્જનની સેવા કદી નિષ્ફળ નથી નિદાન:
અલ્પ હોય સેવા છતાં બદલો મળે મહાન.
મોઢેથી બોલે નહી કરે મહદ્ ઉપકાર—
(એ) સજ્જનના શિરતાજને પ્રણામ લાખો વાર.

ધૈર્યસેન : મંત્રીશ્વર! વિચાર શું કરો છો? આજ્ઞા સાંભળી? રાજમુગટ સામે પડયો છે તે અર્પણ કરો અને દરબારમાં જઈને રાજ્યાભિષેક કરો.

ક્ષેમક : મંડળેશ્વર તમે વીર છો, પણ સ્વભાવે સાવ ભોળા.

ધૈર્યસેન : એટલે?

ક્ષેમક : એ જ કે શ્રીમાન સમ્રાટની આજ્ઞા માનવા આપણે બંધાયેલા છીએ અને શ્રીમાને લખ્યું છે કે રાજમુગટ માતૃગુપ્તને અર્પણ કરજો. પણ એ માતૃગુપ્ત આ જ એની સાબિતી? શું દુનિયામાં માતૃગુપ્ત નામના બીજા માણસો નહીં હોય?

માતૃગુપ્ત : એટલે આ આજ્ઞા કોઈ બીજા માટે લખાઈ હોય અને આજ્ઞાપત્ર મેં ચોરી લીધું હોય એવો આરોપ તમે મારા પર મૂકો છો?

ક્ષેમક : રાજ્યલોભ એવો ભયંકર છે કે જેમાં ભલભલા લોભાય, અરે પુણ્યાત્મા પણ પાપી બની જાય.

હારિત : આ શબ્દો તમે કહો. અને તમે તમારી આંખે જગતને
જુઓ એમાં કંઈ નવાઈ નથી.
અંતઃકરણ છે આરસી, ખોટાખરાનો ન્યાય છે,
જેવી હૃદયની ભાવના તેવું જગત દેખાય છે.

ક્ષેમક : અમને તમારા ડહાપણની જરૂર નથી આચાર્યજી ! આ
પત્ર તમારે માટે લખાયો છે એની પ્રતીતિ જોઈએ. એટલો
તો વિચાર કરો કે જે માણસને મુગટ પહેરાવવા મોકલ્યો
હોય તે શું આવો ચિંથરેહાલ હોય ! શું એની સાથે
રાજચિહ્નો ને રાજસેવકો પણ ન હોય ?

ધૈર્યસેન : એના સેવકો આપણે ને રાજચિહ્નો આ રહ્યાં.

ક્ષેમક : હું નથી માનતો.

ધૈર્યસેન ; ત્યારે તમે પ્રમાણિક છો એ હું પણ નથી માનતો.

ક્ષેમક : એનો અર્થ એ જ કે તમે માંહોમાંહેની લડાઈ જગાવવા માગો
છો. સામન્તો ! ખૂંચવી લ્યો એમનાં હથિયાર.

ધૈર્યસેન : મારાં હથિયાર જોઈએ છે ?

[ ઈન્દ્રસેન પ્રવેશ ]

ઈન્દ્રસેન : સાવધાન.

ક્ષેમક : વગર રજાએ અહીં આવવાની હિંમત કરનાર તમે કોણ ?

ઈન્દ્રસેન : હું ભારત સમ્રાટનો સેનાધિપતિ ઈન્દ્રસેન. મહામંત્રી ક્ષેમક !
ભારતેશ્વરની આજ્ઞાનો અમલ થવાને બદલે માંહોમાંહેની લડાઈ
ચાલી રહી છે ?

ધૈર્યસેન : કારણ કે અમારા મંત્રીશ્વરને આજ્ઞાની સચ્ચાઈની સાબિતી
જોઈએ છે.

ઈન્દ્રસેન : સાબિતી એ જ કે આજ્ઞાપત્ર મારી સામે લખાયું છે અને
એનો અમલ ન થાય તો મારું સૈન્ય વિતસ્તાના તીર પર છે.

એટલે સર્વનાશમાંથી બચી જવા માગતા હો તો અત્યારે ને આ પળે જ આચાર્ય માતૃગુપ્તને રાજરાજેશ્વર કહીને રાજમુગટ આપર્ણ કરો,

[ક્ષેમક રાજમુગટ હાથમાં લે છે. માતૃગુપ્તને આપે છે. માતૃગુપ્ત મુગટ હાથમાં લઈ ને ધૈર્યસેનને આપી દે છે.]

ધૈર્યસેન : અને મહારાજ આ બધા ઉત્પાતોના મૂળ સમા મંત્રી ક્ષેમકને એવી કઠોર સજા આપો કે આખાય મહારાજ્યમાંથી ઉત્પાતો શમી જાય.

માતૃગુપ્ત : મારા રાજ-અમલની શરૂઆત સજાથી નહી, પ્રેમથી. હું તો હજી પણ મંત્રીશ્વર ક્ષેમકને ક્ષમા આપું છું અને એમના સ્થાન પર નિયુક્ત કરું છું.

ક્ષેમક : ક્ષમા...ક્ષમા...[પગે પડે છે.]

સર્વે : જય જય મહારાજ માતૃગુપ્ત દેવનો જય.

( પડદો પડે છે. )

# અંક બીજો

## પ્રવેશ પહેલો

સ્થળ : જંગલ

પાત્રો : ક્ષેમક, સૈનિકો, પ્રવરસેન, ધૈર્યસેન.

[ક્ષેમક ચાર સૈનિકો વચ્ચે ઊભો છે.]

ક્ષેમક : બંધુઓ ! ભિખારી માતૃગુપ્ત સ્વર્ગભૂમિ કાશ્મીરનું સિંહાસન ભોગવે એ મારે માટે અસહ્ય છે. હવે આપણા રાજ્યના સાચા અધિકારી કુમાર પ્રવરસેન અહીં આવ્યા છે એમ સાંભળ્યું એટલે હું અહીં આવ્યો છું અને કુમાર પ્રવરસેન કોણ એ જાણો છો ? કાશ્મીર રાજ્યના સાચા ગાદી વારસ. એમની માતા ગૃહકલહની આગમાંથી બચવા માટે બાળકુમારને લઈને નાસી છૂટી અને એ બાળ કુમાર દેશેદેશ રખડી, અનેક વિદ્યાઓ મેળવી કાશ્મીર મંડળના ઊગતા સૂર્ય સ્વરૂપે આપણી સામે આવે છે...જુઓ, એ જ અહીં પધારે છે...પધારો, મહા-પ્રતાપી કુમાર પ્રવરસેનને અભિવંદન.

પ્રવરસેન : (પ્રવેશ) કોણ છો તમે ? મેં સાંભળ્યું કે કાશ્મીર મંડળના મહામંત્રી ક્ષેમક મને મળવા માગે છે, એ તમે ?

ક્ષેમક : જી હા કૃપાનાથ. હું જ આપના રાજસિંહાસનનો વંશપરં-પરાનો સેવક.

પ્રવરસેન : મીઠા શબ્દોથી મને પીગળાવવા આવ્યા છો ! મહામંત્રી ! મહારાજ હિરણ્યદેવને જઈને કહો, યુધ્ધની તૈયારી કરો.

ક્ષેમક : કૃપાનાથ ! આપનો અધિકાર પાછો મેળવવા માટે આપને

યુદ્ધ કરવાની જરાય જરૂર નથી. મને આજ્ઞા આપો, હું થોડા જ દિવસોમાં રાજસિંહાસનનો માર્ગ ખુલ્લો કરી આપીશ.

અવરસેન : કેમ રાજ્યમાં કાવત્રાંઓ શરૂ થયાં કે છે મહારાજ હિરણ્યદેવ છેક જ નિર્બળ બની ગયા છે?

ક્ષેમક : જી. મહારાજ હિરણ્યદેવ સ્વર્ગવાસી થયા એને તો ઘણો સમય વીતી ગયો.

અવરસેન : ત્યારે રાજસિંહાસન અત્યારે કોણ ભોગવે છે?

ક્ષેમક : માતૃગુપ્ત નામનો એક પંડિત.

અવરસેન : પંડિત! મારા પૂર્વજોના સિંહાસન પર એક પંડિત પ્રભુતા જમાવી બેઠો છે? શું તમે એટલા બધા નિર્બળ બની ગયા કે તમને એક પંડિત જીતી ગયો!

ક્ષેમક : અમને પંડિતે જીત્યા નથી.

અવરસેન : ત્યારે?

ક્ષેમક : ઉત્તરાપથના સ્વામી મહારાજ હર્ષવિક્રમે થોડીક સેવાના બદલામાં આપનું સિંહાસન એને દાનમાં આપ્યું છે.

અવરસેન : વાહ! મહારાજ હર્ષવિક્રમ દાની કહેવાય છે એ દાનશીલતા આ જ કે? પોતાનું રાજ્ય નહોતું કે બીજાનું રાજ્ય દાનમાં આપી દીધું? અમારા વંશ વારસો ખૂટી ગયા કે અમારા સિંહાસનની લહાણી કરી?

ક્ષેમક : આપની અનુમતિ હોય તો આપનું સિંહાસન લજાવતા એક ભિક્ષુકને આજે જ સ્થાનભ્રષ્ટ કરી આપનું ગૌરવ આપને પાછું અર્પણ કરું.

પ્રવરસેન : નહીં. હું મહારાજ મેઘવાહનના કુળમાં જન્મેલો રાજકુમાર, દાનમાં આપેલી વસ્તુ બળથી પાછી મેળવું એમાં મારી શોભા નથી. હું તો મારી અજીત સેના સાથે અવંતી જઈશ અને મહારાજ હર્ષવિક્રમ સામે યુદ્ધ માગીશ.

ક્ષેમક : આપનો અધિકાર આપને સહેલાઈથી મળે છે છતાં આપને યુદ્ધ ખોળવા જવું છે ?

પ્રવરસેન : એમાં જ મારું ગૌરવ.

ક્ષેમક : મહારાજ હર્ષવિક્રમ અખિલ ઉત્તરાપથના સ્વામી છે.

પ્રવરસેન : ત્યારે મેં પણ દેશેદેશ રખડી યુદ્ધવિદ્યા મેળવી છે.

ક્ષેમક : પણ ઉન્નતિ સામે આવી રહી હોય ત્યારે આપત્તિને ખોળવા જવું એ ડહાપણ છે ?

પ્રવરસેન : ત્યારે આપત્તિઓથી ડરીને અપકીર્તિભરેલું કાર્ય કરવું એ ડહાપણ છે ? રાજમંત્રી ! સાફ દેખાય છે કે તમે કોઈ કારણસર માતૃગુપ્તથી નારાજ થયા છો અને એનું નિકંદન કાઢવા નીકળ્યા છો.

ક્ષેમક : કારણ કે માતૃગુપ્ત રાજસિંહાસને બેસવાને લાયક નથી. એ અનેક રીતે રાજ્યાસન લજવી રહ્યો છે. પ્રજાને પીડા રૂપ બની રહ્યો છે.

પ્રવરસેન : હું નથી માનતો. મહારાજ હર્ષવિક્રમ જનસ્વભાવના પૂરા પરીક્ષક છે. એ કોઈ નીચને કે નાદાનને સિંહાસનો દાનમાં આપે એ હું માનતો નથી. નીચ તો તમે છો કે છૂપી રીતે એનું અહિત કરવા નીકળ્યા છો.

ક્ષેમક ; હું આપના ભલા માટે અહીં આવ્યો અને આપ મને નીચ કહો છો ?

પ્રવરસેન : મારું ભલું તમે શું કરવાના હતા? મારું ભલું કરવાની તાકાત મારા બાહુમાં છે અને એને માટે તમારા જેવાઓની કૃપાની જરૂર નથી. હું અંવતીનાથ પાસે જઈશ. અને મારું રાજ્ય બીજાને દાનમાં આપ્યું છે એના બદલામાં એનું રાજ્ય હું મારા બાહુબળથી મેળવીશ. રણશૂરો! બહુ દિવસ શાન્ત રહ્યા. હવે આગના કટકા બની જાવ અને એવા શૌર્યથી યુદ્ધ માગો કે આખોયે ઉત્તરાપથ કંપી ઊઠે. [ પ્રવરસેન સૈનિકો સાથે ગયો.]

ક્ષેમક : ઉદ્ધત! હું એને મદદ આપવા આવ્યો અને એ મારી અવજ્ઞા કરી ચાલી ગયો! હવે તો કોઈ નવો દાવ...ઓ પ્રભુ! ધૈર્યસેન અહીં આવે છે! એ મારી નીચતા જાણી ગયો હશે! મને માતૃગુપ્ત આગળ ઉઘાડો પાડશે!

[ બીજી તરફથી ધૈર્યસેન પ્રવેશ. ]

ધૈર્યસેન : કોણ મહામંત્રી ક્ષેમક! અહીં છો? ડરો નહીં! પંડિત માતૃગુપ્ત તો દયાસિંધુ છે, છતાં તમે એનો દ્રોહ કર્યો ત્યાં કુદરતનો કોપ તમારા ઉપર તૂટી પડ્યો. શું બન્યું એ જાણવું છે? કુમાર પ્રવરસેનને મળી જવા માટે મને છેતરીને અહીં આવ્યા એ જ ઘડીએ જાણે કુદરતનો કોપ તમારા પર તૂટી પડતો હોય એમ ભવ્ય રાજમહેલ જેવો તમારો આવાસ, જેમાં રાજલક્ષ્મી લૂંટી લૂંટીને ભરી હતી એ અચાનક સળગી ઊઠ્યો અને તમારી સંપત્તિ, તમારો પરિવાર એમાં હોમાઈ ગયો.

ક્ષેમક : પરિવાર હોમાઈ ગયો? સંપત્તિ ગઈ! દોસ્તો દુશ્મન થયા! હું ઉઘાડો પડી ગયો! અને મારો પરિવાર, મારો બાળકુમાર...

[ ઉન્માદનાં ચિહ્નો ]

ધૈર્યસેન : ઉન્માદનાં ચિહ્નો ! મંત્રીશ્વર !

ક્ષેમક : નહીં નહીં. મને કોઈની પરવા નથી. હું મારા બાળકને પંડિત માતૃગુપ્તની નજર સામે રાજ્યાભિષેક...હા...હા... હા. (ગયો.)

ધૈર્યસેન : (સૈનિકને.) એની પાછળ જાવ અને સહીસલામત રાજધાનીમાં લઈ જાવ. હું સરહદની વ્યવસ્થા જોઈને આવું છું. (ગયો.)

## અંક બીજો

### પ્રવેશ બીજો

સ્થળ : ભગવાન મહાકાળના મંદિરમાંનો એક ખંડ

પાત્રો : હર્ષવિક્રમ, મંત્રીશ્વર, ઈન્દ્રસેન, હારિત અને પ્રવરસેન

[ વચ્ચે પાટ પર મૃગચર્મ બિછાવેલું છે, આરતીનો મીઠો-ધીમો અવાજ.

ધૂપદાની, ફૂલ, ચંદન, બે તરફ બે પ્રતિહારો ઊભા છે. એક તરફથી ઈન્દ્રસેન-પ્રવેશ. ]

ઈન્દ્રસેન : (અકળાયેલો) પ્રતિહાર ! ક્યાં છે મંત્રીશ્વર ? મંત્રીશ્વર ! માન્યવર મહામંત્રી !...[ બીજી બાજુથી મંત્રી પ્રવેશ. ]

મંત્રીશ્વર : શું છે સેનાધ્યક્ષજી ? અકળાયેલા કેમ !

ઈન્દ્રસેન : હું હમણાં ને હમણાં જ આપણા પ્રતાપી મહારાજનાં દર્શન ઇચ્છું છું.

મંત્રીશ્વર : ધીમે ઈન્દ્રસેનજી ! ધીમે બોલો. આપણા પુણ્યશાળી મહારાજ રાજકારણમાંથી નિવૃત્ત થયા છે.

ઈન્દ્રસેન : નિવૃત્તિ ! રાજલક્ષ્મી ભોગવવા માટે નથી, પળેપળ કર્તવ્ય-નિષ્ઠાની આકરી કસોટી માટે છે. આવી ભાવના નિરંતર જેના હૃદયમાં જાગૃત છે એને નિવૃત્તિ શા માટે ?

મંત્રીશ્વર : ભવિષ્યવેત્તાઓ અને દેવવાણી કહે છે કે શ્રીમાનનો સ્વર્ગારોહણનો સમય પાસે આવ્યો છે, એટલા માટે આપણા પુણ્યશાળી મહારાજે રાજ્યનો ભાર પ્રધાનમંડળને અને

યુવરાજને સોંપી દીધો છે. અને પોતે ભગવાન મહાકાળના શરણમાં આવીને રહ્યા છે. કહો, તમે અકળાયેલા કેમ? શું કાશ્મીરમંડળ પર કોઈ આપત્તિ આવી રહી છે?

ઇન્દ્રસેન : હા, અને એનું નિવારણ આપણા પુણ્યશાળી મહારાજ સિવાય કોઈ કરી શકે એમ નથી. કારણ કે કાશ્મીર મંડળનું મહારાજ્ય એમણે પંડિત માતૃગુપ્તને દાનમાં આપ્યું છે. રક્ષક મને નીમ્યો છે અને મારી જવાબદારી—

[ હર્ષવિક્રમ પ્રવેશ ]

હર્ષવિક્રમ : શાની જવાબદારી? ૐ નમઃ શિવાય, ૐ નમઃ શિવાય ઇન્દ્રસેન!

ઇન્દ્રસેન : જી રાજાધિરાજ.

હર્ષવિક્રમ : હું અત્યારે રાજાધિરાજ નથી. વિશ્વનો પ્રવાસ પૂરો કરીને કોઈ અજાણ્યા પ્રદેશમાં જતો એક પ્રવાસી છું; છતાં મારા મિત્ર સમા માતૃગુપ્ત પર કોઈ આપત્તિ આવતી હશે તો હું એ ટાળવાનો પ્રયત્ન જરૂર કરીશ. કહો, તમે ત્યાંથી આવો છો?

ઇન્દ્રસેન : જી, હા. કૃપાનાથ! કાશ્મીર મંડળનો મૂળ ગાદીવારસ, પુણ્યશાળી મેઘવાહનનો કુમાર પ્રવરસેન, જેને બાલ્યકાળમાં સાથે લઈને એની માતા ક્યાંક નાસી છૂટી હતી એ પ્રવરસેન યુવાન થયો છે. દેશોદેશ રખડીને યુદ્ધવિદ્યા મેળવી છે, દેવતાનું ઉપાસન કરીને પોતાને યુદ્ધમાં કોઈ જીતી ન શકે એવું વરદાન મેળવ્યું છે. આવો પ્રવરસેન કાશ્મીર જીતવા ચઢી આવે છે. આ ખબર મળતાં મેં યુદ્ધની તૈયારી કરી.

હર્ષવિક્રમ : અને તમે પરાજિત થયા?

ઇન્દ્રસેન : જી ના. યુધ્ધ થયું જ નથી. પ્રતાપી અમરસેનને સમાચાર મળ્યા કે આપ શ્રીમાને એનું રાજ્ય એક પંડિતને દાનમાં આપ્યું છે, એટલે એણે અભિમાનથી કહ્યું : 'દાન ભોગવનાર પર મારા પ્રહાર ન હોય. હું તો મારું રાજ્ય દાનમાં આપનાર દાની સામે યુદ્ધ ખેલીને માગીશ.'

હર્ષવિક્રમ : ભલે માગે. મંત્રીશ્વર! આપણા સેનાધ્યક્ષને અને યુવરાજ પ્રતાપશીલને કહો કે યુદ્ધની તૈયારી કરે.

ઇન્દ્રસેન : ભૂલ્યા કૃપાનાથ! એ મેઘવાહનના કુળમાં જન્મેલો રાજકુમાર ગર્વથી કહે છે કે મારી ખ્યાતિ અજીતને જીતવામાં, મારું ગૌરવ મહાપ્રતાપીનો પ્રતાપ ઝાંખો પાડવામાં. પણ જ્યાં મહારાજ હર્ષવિક્રમ નિવૃત્તિ ભોગવતા હોય તો મારી તલવાર એમની સામે ન હોય.

હર્ષવિક્રમ : એટલે શું એ પ્રતાપી રાજકુમાર તમારી સાથે આવ્યો છે?

ઇન્દ્રસેન : જી હા. સૈન્યને પર્વતમાળામાં પડાવ નાખવાનું કહી, આપને પ્રણામ કરવા પોતે એકલા મારી સાથે આવ્યા છે.

હર્ષવિક્રમ : ભલે આવે.

ઇન્દ્રસેન : જી. (ગયો.)

હર્ષવિક્રમ : મંત્રીશ્વર! મેં સાંભળ્યું કે પંડિત માતૃગુપ્ત તરફથી પણ કોઈ દૂત આવ્યો છે.

મંત્રીશ્વર : જી હા, આજે જ આવ્યો છે, અને દર્શનની ઇચ્છા રાખતો અહીં જ ઊભો છે.

હર્ષવિક્રમ : આવવા દો. [પ્રતિહાર સાથે હારિત પ્રવેશ.]

હારિત : રાજાધિરાજનો જય.

હર્ષવિક્રમ : જય ભગવાન મહાકાળનો! ભાઈ! તું કાશ્મીરથી આવે છે? કહે, મારા મિત્ર માતગુપ્ત સુખી છે?

હારિત : કૃપાનાથ! દુઃખનો અભાવ એને જો સુખ કહીએ તો મારા ગુરુદેવ સુખી છે.

હર્ષવિક્રમ : દુઃખનો અભાવ?

હારિત : જી, હા. શ્રીમાન રાજલક્ષ્મીના ભોક્તા નહીં સેવક બનીને રહ્યા છે. રાજમુગટ અને સિંહાસનને દૂરથી પ્રણામ કરે છે. નિવાસ રાજભવનમાં નહીં, શારદામંદિરમાં અને છત્ર માથા પર ધારણ કરવાને બદલે સૌ કોઈને છત્રછાયા આપવાના પ્રયત્નો કરે છે. ત્યાં દુઃખ હોય જ ક્યાંથી?

હર્ષવિક્રમ : એ જ એના પાંડિત્યની પ્રભુતા. કહે, તને અહીં શા માટે મોકલ્યો છે? છે કંઈ કહેવાનું?

હારિત : જી હું આવ્યો છું આપ શ્રીમાનને ઉપહાર અર્પણ કરવા. ગયે વર્ષે એક લાખ સુવર્ણ મુદ્રા મોકલી હતી. તે આપ શ્રીમાને પાછી વાળી એટલે મારા ગુરુએ દુઃખી દરિદ્રીઓને વહેંચી દીધી. હવે આ વર્ષે...

હર્ષવિક્રમ : આ વર્ષે શું મોકલ્યું છે?

હારિત : એક નાની સરખી પ્રશસ્તિ જે એમણે રાજ્યાભિષેક વખતે કહી હતી.

હર્ષવિક્રમ : વાંચી સંભળાવ જોઉં.

હારિત : જી.

ગીત

કોઈ ફળે ફૂલે અને કોઈ ફૂલી ખરી જાય,
(પણ) કોઈ ફળે ફૂલ્યા વિના એ જ ફળ્યા કહેવાય.

હર્ષવિક્રમ : બરાબર.

ચારિત : ફૂલ્યા વિના જે ફળે જગતમાં, કહ્યા વિના જે કરી બતાવે,
ગણાય તે તે મહાન પુરુષો, ગુમાન જેને કદી ન આવે.
બહુ ગરજતા કદી ન વરસે, બહુ કહે તે કશું ન કરશે,
મહાપુરુષો કરે ઘણુંયે છતાં ન કોઈને કહી બતાવે.
પ્રબળ પ્રતાપી પુનિત એવા પ્રભુ કૃપાએ મળે છે કોક જ;
હજાર વંદન હજો એ નરને, સુકીર્તિ જેની અમર કહાવે.

( ઈન્દ્રસેન પ્રવેશ. )

ઈન્દ્રસેન : આવો, પ્રતાપી રાજકુમાર! પુણ્યશાળી મહારાજ અહીં છે.

પ્રવરસેન : ( પ્રવેશ ) શકજાતિના ત્રાસમાંથી આર્યાવર્તને મુક્ત કરનાર ઉત્તરાપથના સ્વામીને વંદન.

હર્ષવિક્રમ : વંદન શા માટે? રાજકુમાર મેં તારું રાજ્ય બીજાને દાનમાં આપી દીધું એનો બદલો જોઈતો હોય તો તારી તલવાર...

પ્રવરસેન : ક્ષમા. ભારત વર્ષના તારણહાર! હું મેઘવાહનના કુળમાં જન્મેલો રાજકુમાર, શું એટલો બધો પામર છું કે આપના પર હાથ ઉપાડું? મારે કીર્તિ જોઈએ છે, પણ તે નિષ્કલંક. હું આપના યશની અદેખાઈ ન કરું. હરીફાઈ કરવાનો તો મને હક્ક છે.

હર્ષવિક્રમ : ખુશીથી કરજે. સંગ્રામો ખેલજે. યુદ્ધો જીતજે. વિજય કીર્તિની લ્હાણી કરજે; પણ આપણા મહાપુરુષોની રાજનીતિ તો સમરભૂમિમાં સંગ્રામ ચાલતો હોય ત્યારે થોડે દૂરના ખેતરમાં ખેડૂત નિર્ભયપણે પોતાનું હળ ખેડતો હોય. આ રાજનીતિ મેં સ્વીકારી છે. એ વિસારીશ નહીં અને...અને...

પ્રવરસેન : કહો, કહો. જે આજ્ઞા હોય તે કહો.

હર્ષવિક્રમ : આજ્ઞા નહી વિનંતી. આજ સુધી સૌ કોઈને આપનારો હું, આજે તારી પાસે માગું છું કે વિજયના ગર્વમાં કે પરાજયના સંતાપમાં આત્મગૌરવ ન ભૂલીશ. મેં આપેલું કોઈ દાન, કોઈ વિદ્યાપીઠ, વિદ્યાકલાનો કોઈ ઉપાસક નિરાધાર ન રાખીશ.

પ્રવરસેન : ખુશીથી આપને પૂજનીય માની, આપના ચરણ પર હાથ મૂકી, ભગવાન મહાકાળની સાક્ષીએ કહું છુ કે આપની અમરકીર્તિને લાંછન લાગે એવું કોઇ કામ મારે હાથે નહીં થાય.

[ પ્રવરસેન પગે પડયો. ]

**પ્રવેશ ત્રીજો** સ્થળ : નાના ગામનું પાદર

પાત્રો : બળરામ, કૌશિક, મુખી, દેવરામ, જનક, ધૈર્યસેન, ભાનુ, ગુણવંત, વસુમિત્ર.

બળરામ : (મગદળ સાથે પ્રવેશ) જય બજરંગ...ક્યાં ગયા પેલા વેવલા? મનોબળની મોકાણમાં, મારા વાલાએ ભેગા થઈને મને તે દિવસ ધરાર માંદો પાડ્યો! હવે આજ કબૂલ કરાવું કે જીત બંદાના શરીરબળની, બાહુબળની, તાકાતની. જય બજરંગ!

[ કૌશિક પ્રવેશ ]

કૌશિક : અલ્યા, પાછી ઊઠબેસ માંડી?

બળરામ : હા, હા. લાચાર છું કે આજ પેલો હારિતયો નથી, નહીં તો સાબિત કરી દેખાડત કે એ મંકડાઓના મનોબળની કોઈ ગણતરી નથી. સાચી જીત બંદાના શરીરબળની. જો બચ્ચા કોશિયા!

કૌશિક : અલ્યા નામ બગાડ મા.

બળરામ : મને છેડ મા, નહીં તો તારી જિંદગી બગાડી નાખીશ. જો આજ મારી આંખમાં તને શું દેખાય છે? વિકારને બદલે વીરતાનો તાપ દેખાય છે કે નહીં?

કૌશિક : વીરતાનો તાપ?

બળરામ : હા, હા. મેં શું પરાક્રમ કર્યું તે ગામને પૂછી જો. નદીના પ્રવાહમાં એક છોકરો તણાતો હતો. મદદ...મદદની બૂમો પાડતો હતો. એને બચાવવાની કોઈની હિંમત ન ચાલી.

કારણ કે હાડકાં થીજી જાય એવું ઠંડુ પાણી હતું અને કાળજું થંભી જાય એવા પવનના સુસવાટા. છતાં બંદા પાણીમાં પડયા અને એક જીવ બચાવ્યો.

કૌશિક : કોની પેલા મંત્રી પુત્ર જનકની વાત કરે છે ?

બળરામ : હા, હા. એનો બાપ ગાંડો થઈને કયાંક ભાગતો ફરે છે. દીકરો એને ગોતવા નીકળ્યો. એમાં નદી પાર કરવા જતાં હોડી ઊંધી વળી અને કુંવર ઝપટાયા. બંદાએ એને બચાવ્યો અને સારવાર કરવા માટે તારા બાપને સોંપ્યો. મોટા વૈદ છે ને !

કૌશિક : અલ્યા, આ તો બધી મને ખબર છે. હું ત્યાંથી આવું છું. એ હવે શુદ્ધિમાં આવી ગયો છે. મારા બાપાએ માત્રાની એક પડીકી દીધી તે લોહીમાં ગરમી આવી ગઈ.

બળરામ : એટલે જશ તારા બાપનો ? મને નહીં ? અલ્યા, માત્રા પછી, જીવના જોખમે પહેલાં જીવ બચાવ્યો મેં, એટલે જશ મને. હવે હું મહારાજ માતૃગુપ્ત આગળ જઈશ ને કહીશ કે ઇનામ લાવો. ગામે ગામ અખાડા ખોલાવો, જુવાનીઆઓનાં શરીરબળ ખીલાવો અને એ બધાયનો આગેવાન મને બનાવો. જય બજરંગ !

[ ઊઠબેસ કરે છે ત્યાં મુખી પ્રવેશ. ]

મુખી : એ પાછો મંડયો ઊઠબેસ કરવા. ભોગ છે ને મારા કરમના. અલ્યા એ અડબંગ !

બળરામ : માનથી બોલાવો. વડીલ મેં આજે પરાક્રમ કર્યું છે.

મુખી : મૂઓ તું પરાક્રમ કરતો. દહાડે દહાડે શરીર વધે છે ને અક્કલ ઘટે છે, અને અક્કલ વગરનું શરીર એટલે આખલો !

બળરામ : એટલે હું આખલો ?

સુખી : અરે એથીયે એદ. મૂરખના સરદાર, કરી કરીને પાણી ફેરવ્યું ?

બળરામ : હેં પાણી ફેરવ્યું !

સુખી : હા, હા. છોકરાને ડૂબતો બચાવ્યો, બેભાન હાલતમાં કાંઠે લઈ આવ્યો, પણ અમે બધા આવી પહોંચીએ એટલી વાર તારી ધીરજ ન રહી ? અને કાંઠે બેભાન મૂકીને તાપણું તાપવા દોડયો ?

બળરામ : પણ મને ટાઢ ચઢી'તી.

સુખી : ટાઢ તો હજી હવે ચઢશે. અક્કલના દુશ્મન ! શું થયું છે એ તને ખબર છે ? એ છોકરાના શરીર પર કીંમતી ઘરેણાં, હીરાનો હાર અને માણેકનો બાજુબંધ હતો એ ચોરાઈ ગયો.

બળરામ : હેં ચોરાઈ ગયો ? તે શું ચોરીનો આરોપ મારે માથે ચડશે ?

કૌશિક : એ જુસ્સો ગયો ! એ...તાકાત ઘટી ..એ...ટાંટીયા ધ્રૂજ્યા... હમણાં પહેલવાન પડશે.

સુખી : મૂંગો મર. તારા અખતરા કરવાનો અત્યારે વખત નથી. હું ગામનો મુખી અને મારી આબરુનો સવાલ છે. છોકરો ભાનમાં આવ્યો છે. એને મહારાજ પાસે લઈ જવો છે, પણ તે પહેલાં મારે ચોરનો પત્તો મેળવવો જોઈએ. આગળનો વખત હોત તો ઝાંપા બંધ કરી દેત, શકદારોને મેદાનમાં ભેગા કરત અને કોરડો લઈને ફરી વળત, તે ચાર ઘડીમાં ચોરનો પત્તો. પણ આ તો દેવપુરુષનું રાજ. ન કોઈ પર જુલમ થાય, ન કોઈ પર હાથ ઊપાડાય અને ચોર ન જડે તો મારે મરવું પડે.

બળરામ : ત્યારે હવે શું થશે વકીલ ?

ભાનુ : ( છોકરાંઓ સાથે પ્રવેશ ) મળ્યો, મુખીબાપુ પત્તો મળ્યો. તમે જ્યોતિષની મશ્કરી કરતા'તા ને ? મેં પ્રશ્ન જોયો એના ઉપરથી આગળ ચાલ્યો ને પત્તો મેળવ્યો.

મુખી : પણ ક્યાં ?

ભાનુ : ઉત્તર દિશાએ મુખીબાપુ ! મેં મંત્રીના કુંવર જોડે વાતો કરી તો ખાતરી થઈ કે એની ભેગો એનો એક જૂનો નોકર હતો. એણે જ છોકરાને એકલો જાણી હોઠી ઊંધી વાળી અને ઘરેણાં કાઢી લીધાં અને ક્યાંક ભાગી છૂટયો. એનો પત્તો ઉત્તર દિશાએથી મળશે.

બળરામ : આમાં આપણને તો કંઈ દિનદશા સૂઝતી નથી.

કૌશિક : મને સૂઝે છે મુખીબાપુ ! ગામની ઉત્તર દિશાએ તો મંદિર. ત્યાં થોડા બાવા ધૂણી ધખાવીને પડયા છે. ત્યાં તપાસ કરીએ. મુખીબાપુ ! જુઓ...જુઓ કોક ભગવાવાળો આ તરફ આવે છે.

મુખી : તમે એના તરફ નજર રાખો. અમે ધરમશાળામાં આંટો મારી આવીએ. પણ જો જો, હાથ ન ઉપાડતા. નહીં તો મારે તમારાં કાંઠાં ભાગી નાખવાં પડશે. પંડિત મહારાજના કાયદા બહુ કડક છે; સમજ્યા ને ! એ જાડીઆ, જોજે, કોકનો ગુસ્સો કોક પર ઠાલવતો. (બળરામ અને કૌશિક સિવાય બધા ગયા.)

કૌશિક : કેમ દોસ્ત !

બળરામ : મુઓ તું. મેં આવું મોટું પરાક્રમ કર્યું તોયે કોઈએ મને શાબાશી ન દીધી. અફસોસ ! મારા નસીબમાં જશ નથી.

કૌશિક : રોદણાં પછી. જો, પેલો આ તરફ આવે છે. બોલ, એ માણસ કેવો લાગે છે?

બળરામ : કોક સાધુ લાગે છે.

કૌશિક : નહીં હરામખોર છે. એની હું તને હમણાં ખાતરી કરી દેખાડું, ચાલ.

(બંને ગયા. દેવરામ પ્રવેશ.)

દેવરામ : ચાલો, મુખી આ તરફ ગયા. એટલે એની બીક તો મટી. હવે આ ગામની હદ વટાવી જઈએ એટલે બચ્યા. અહાહા! શું નશીબ છે? આખો જન્મારો નોકરી કરી અને તે નિમકહરામ માણસની. એટલે આખરે હાથ કાળા કરવા પડ્યા. હવે ઝવેરાત વટાવવા માટે કોક બીજા રાજ્યમાં જવું પડશે. પણ ત્યાં સુધી ખાવું શું? પાસે રોકડમાં કાંઈ નથી અને માગતાં બીક લાગે છે. એ પાછું કોક આવ્યું... બેસવા દે અડ્ડો જમાવીને. અલખનિરંજન...અલખનિરંજન
(બળરામ...કૌશિક પ્રવેશ.)

કૌશિક : (બળરામના કાનમાં) મારી હા માં હા મેળવજે ને હું બોલાવું એમ બોલજે. (મોટેથી) હા ભાઈ, હું ખરું કહું છું. ભાગની વહેંચણી પછી. કમાણીનો દશમો ભાગ દાનમાં આપવો આ આપણો સિદ્ધાંત. આ ગામમાંથી આપણે દશ સોનામહોર કમાયા. હવે એમાંથી એકનું દાન કરવું જ જોઈએ.

બળરામ : અરે પણ દાન કરશું કોને?

કૌશિક : અરે જે કોઈ સહેજે મળે એને. પછી એ બ્રાહ્મણ હોય, સાધુસંત હોય કે ભિખારી હોય. અ હા હા...ભાઈ, જાણે આપણું નશીબ જોર કરી રહ્યું હોય એમ કોક તપસ્વી અહીં જ બેઠા છે. અ હા હા...શું એમનું તેજ? શું

એમનું તપ? શું એમનું ધ્યાન? જય સદ્‌ગુરુ (બળરામના કાનમાં) એય જાડીઆ, જો મારો બેટો આંખોને ખૂણેથી જુએ છે હો! તું એની પાસે જા. અને મેં તને શીખવ્યું છે એ બોલ.

બળરામ : હા ભાઈ. આ સોના મહોર, પણ રાખશું ક્યાં? સિદ્ધ પુરુષ તો ધ્યાનમાં છે. હવે અહીં મૂકીએ ને કોક ઉપાડી જાય તો? ત્યારે ભગવાનની ભેટ રાખશું ક્યાં? (દેવરામને મોઢું ફાડતો જોઈ કાનમાં) અલ્યા, કોશિયા એ કેમ મોઢું ફાડે છે?

કૌશિક : (કાનમાં) એ કહે છે કે સોનામહોર મારા મોઢામાં મૂકો.

બળરામ : (કાનમાં) મારો બેટો પક્કો હરામખોર.

કૌશિક : (કાનમાં) તું ધીરો થા. એની હરામખોરીમાં આપણે એને ફસાવીએ. (મોટેથી) ભાઈ, લાવ એ સોનામહોર. મહાપુરુષના મોઢામાં મૂકી દઈએ. (ધૂળ લીધી. બાવો મોઢું ફાડે છે.) અહાહા! સિદ્ધ પુરુષનું તપ તો જુઓ. શ્વાસની હવા લાગતાં સોનું ધૂળ થઈ ગયું.

દેવરામ : થૂ. થૂ થૂ. હરામખોર સંતનકી મશ્કરી? એક ફૂંકસે ઉડા દૂંગા. જલાકે ખાક કર દૂંગા.

કૌશિક : ગુસ્સે ન થશો, બાપજી. મારો વાંક નથી. ધન ધૂળ છે એ ખરેખર આપની સિદ્ધિના પ્રતાપે ધૂળ ગઈ ગયું અને અમે ચમત્કાર નજરોનજર જોયો. અમને આશીર્વાદ દો. અમને દીક્ષા આપો. અમને તમારા શિષ્ય બનાવો. જય ગુરુ મહારાજ! (પગે પડીને કફનીના છેડા બે જણા બે બાજુથી તાણે છે. નોકરનો પહેરવેશ અંદરથી નીકળે છે.)

બળરામ : હેં ભગવે! અંચળો નામનો જ છે! ત્યારે તો એની બરાબર ખબર લઈએ. બોલ કોણ છે? સાચું બોલ, નહીં તો એક મુક્કામાં હું તારું માથું ભાંગી નાખીશ. જય બજરંગ. (ધૈર્યસેન પ્રવેશ.)

ધૈર્યસેન : સાવધાન.

કૌશિક : એય જાડીઆ, વિવેક સંભાળ, આ તો સેનાધિપતિ.

ધૈર્યસેન : શું છે આ બધું? ક્યાં છે ગામનો મુખી? (મુખી પ્રવેશ.)

મુખી : આ રહ્યો બાપુ! આપણા મંત્રી મહારાજ ગાંડા થઈ ગયા છે. એને ખોળતો એનો દીકરો અહીંથી જતો હતો ત્યાં આ હરામખોરે ઘરેણાંના લોભે હોડકું ડુબાવ્યું પણ છોકરાને અમે બચાવી લીધો.

બળરામ : મેં બચાવ્યો.

મુખી : મૂંગો મરી રહે.

કૌશિક : આ નાસી જતા ચોરને અમે પકડી પાડ્યો. હવે એની જડતી લેવા દ્યો. એનાં ખીસ્સાં તપાસવા દ્યો. જુઓ, આ રહ્યો હીરાનો હાર ને માણેકના બાજુબંધ.

ધૈર્યસેન : જિંદગી આખી નોકરી કરી અને છેવટ નિમકહરામી? લાચાર છું કે મહારાજની આજ્ઞા નથી. નહીં તો તારા બે હાથ કાપી નાખવા જોઈએ.

જનક : જી હા. આપણા પુણ્યશાળી મહારાજે શીખવ્યું છે કે માણસ શિક્ષાથી સુધરતો નથી. હૃદયપલટો કઠોરતાથી થતો નથી. એ તો પ્રેમથી થાય છે તો હું મારા જૂના નોકરને હજી પણ ક્ષમા આપું છું. અને સુધરવાની તક આપું છું. (નોકર પગે પડે છે.) સેનાધ્યક્ષજી! ક્યાં છે મારા પિતા? ક્યાંય પત્તો મળ્યો?

ધૈર્યસેન : હા મારી છાવણીમાં છે. મારા માણસો એને સન્માનપૂર્વક મહારાજ પાસે લઈ જાય છે. જા. (જનક, નોકર જાય.) ગામના મુખી તમે છો ?

મુખી : જી હા. સેનાપતિ બાપુ !

ધૈર્યસેન : મેં તમારું ગામ જોયું, વ્યવસ્થા જોઈ અને ખુશી થયો.

બળરામ : એમાં હું થોડોક ઉમેરો કરું, સેનાપતિ બાપુ ! હું મુખીનો ભત્રીજો. મેં અખાડો ચાલુ કર્યો છે. જુવાનીઆઓનાં શરીરબળ કેળવવા માંડયાં છે, પણ કોઈ કહે છે કે મારામાં બુદ્ધિબળ નથી. કોઈ કહે છે કે મારામાં મનોબળ નથી એટલે જ્યાં ત્યાં પાછો પડું છું.

ધૈર્યસેન : કંઈ ચિંતા નહીં. જીવન હોમી દેવાની ભાવના, પ્રામાણિકતા, સાચી નીતિરીતિ અને શિસ્તપાલન હશે તો ખૂટતાં તત્વો આપોઆપ આવી જશે. નાના દોસ્ત, હું તારું શરીર જોઈને ખુશી થયો છું. મારી છાવણીમાં આવજે. હું તને લશ્કરી તાલીમ આપવાની ગોઠવણ કરીશ. ત્યાં સુધી ગ્રામરક્ષક દળ તૈયાર કર અને એનો આગેવાન તું. લે આ યાદગીરી. (ભાલો આપે છે.) (કૌશિકને) તને કટાર. (કટાર આપે છે.) મુખી જુવાનીઆઓ પર દેખરેખ રાખવાનું કામ તમારું.

(ધૈર્યસેન ગયો.)

બળરામ : કેમ કાકા થઈને કદર ! હું આખલો મટીને આગેવાન થયો. હવે તો મને સિંહ કહો.

મુખી : સિંહ પછી થજે, પહેલાં માણસ થા.

બળરામ : નહીં, માણસ થઈ ચૂકયો. જુઓ, મારા હાથમાં આ રાજચિહ્ન.

કૌશિક : કટાર મને મળી છે.

ભાનુ : મારા ઘરમાં તીર કમાનો છે તે હું બાંધીશ.

ગુણવંત : મારા ઘરમાં ઢાલ તલવાર છે તે હું ધારણ કરીશ.

વસુમિત્ર : અને પરશુરામની ફરશી હું લઈશ.

મુખી : શાબાશ બચ્ચાઓ.

ગીત.

થઈશું બધા સેનાની (૨)
હોંશ ફળી છે બહુ દિવસની તક આવી મનમાની.
થાજો બધા સેનાની...થઈશું.
કમરબંધ પર કટાર ચમકે ને કરમાં તલવાર,
બીજે હાથે કુન્ત ચમકશે, શિરે ટોપનો ભાર,
અંગે બખ્તર ધરી યુદ્ધમાં અર્પીશું કુરબાની...થઈશું.

## અંક બીજો

**પ્રવેશ ચોથો** — સ્થળ : શારદામંદિર

પાત્રો : માતૃગુપ્ત, ધૈર્યસેન, ક્ષેમક, જનક, હારિત, ઇન્દ્રસેન, પ્રવરસેન, પ્રતિહારો સામંતો વગેરે.

[ એક તરફ પંડિતો ને બીજી તરફ સામંતો ઊભા છે.]

પ્રતિહાર : જય જય મહારાજાધિરાજ માતૃગુપ્ત દેવનો જય !

[માતૃગુપ્ત પ્રવેશ. પાછળ બે ચામરવાળા તથા બે પ્રતિહાર]

ધૈર્યસેન : [પ્રવેશ] મહારાજને વંદન.

માતૃગુપ્ત : સેનાધ્યક્ષજી તમે અહીં !

ધૈર્યસેન : કૃપાનાથ! આજનો દિવસ તો આપના રાજ્યાભિષેકનો. કૃપા કરીને રાજદરબારમાં પધારો ને રાજમુગટ ધારણ કરો.

માતૃગુપ્ત : શા માટે ? સેનાધ્યક્ષજી ! હું રાજ્યનો સ્વામી નહીં પણ સમ્રાટે સોંપેલી થાપણ સાચવનારો એક સેવક છું. મને નથી રાજપદનું ગુમાન કે નથી વૈભવવિલાસની તૃષ્ણા. ન્યાય બધાંને આપું છું. ખજાના પ્રજાહિતમાં ખરચું છું અને ત્રાસ કે તલવારથી નહીં પણ દયા અને પ્રેમથી પ્રજાપાલન કરું છું.

ધૈર્યસેન : આપ કદાચ જનક વિદેહી જેવું રાજ્ય ચલાવવા ધારતા હશો પણ અત્યારે સત્યયુગ નથી, કળિયુગ છે.

માતૃગુપ્ત : સત્યયુગ અને કળિયુગ પૃથ્વી પર નથી, પણ મનુષ્યના હૃદયમાં

છે. એટલે જો મારા હૃદયમાં સત્યનિષ્ઠા હોય તો મારી પ્રજામાં સત્યયુગ પ્રવર્તાવીશ અને પ્રવર્તાવી નહીં શકું તો એમ જ માનીશ કે રાજ્ય સંભાળવા માટે હું લાયક નથી.

ધૈર્યસેન : આપ પંડિતોના શિરોમણિ, હું સૈનિક. આપના સમર્થનનો વિરોધ હું શું કરું ?

માતગુપ્ત : તમારે કંઈ કહેવાનું છે? છે કોઈની ફરિયાદ?

ધૈર્યસેન : જી હા. કાશ્મીર મંડળના સાચા ગાદી વારસ મહારાજ મેઘવાહનના કુમાર પ્રવરસેન પોતાનું રાજ્ય જીતવા માટે નાના છતાં બળવાન સૈન્ય સાથે આ તરફ આવે છે. આ ખબર મળતાં હું સરહદ પર ગયો તો આપણા મહામંત્રી ક્ષેમક ત્યાં હતા. રાજ્યાસન છૂપી રીતે પ્રવરસેનને સોંપી દેવા ઇચ્છતા હતા. પણ એ પરાક્રમી ક્ષાત્રવીરે એ રીતે રાજ્યાસન સ્વીકારવાની સાફ ના પાડી અને યુદ્ધ માગવા માટે અવન્તી તરફ ગયા.

માતૃગુપ્ત : અવંતી ! શું અત્યારે ત્યાં સંગ્રામ ચાલી રહ્યો છે?

ધૈર્યસેન : કંઈ ખબર નથી. સમાચાર આવશે ત્યારે હું આપને નિવેદન કરીશ. અત્યારે તો નીચ ક્ષેમકનું શું કરવું એ હું આપને પૂછવા આવ્યો છું. દેવ ! આપ શ્રીમાને એક વાર ક્ષમા આપી, પણ કુદરત જાણે રૂઠી હોય એમ એનો ભવ્ય પ્રાસાદ સળગી ગયો. પરિવાર એમાં હોમાઈ ગયો. સંપત્તિ ગઈ અને પોતે ઉન્મત અવસ્થામાં ભૂંડે હાલ ભટકી રહ્યો હતો એને હું અહીં લાવ્યો છું. કહો શી આજ્ઞા છે એને માટે ?

માતૃગુપ્ત : ઉન્મત અવસ્થા ભોગવે છે? અહીં લાવો.

ધૈર્યસેન : અહીં લાવવાનું કહો છો ?

માતૃગુપ્ત : શા માટે નહીં ! કુદરતનો કોપ જેના પર તૂટી પડયો છે એના પર નિર્દય હું થાઉં ? માનવ હૃદય પલટાય પ્રેમથી, શિક્ષાના ભયથી તો જડ બને. આ સિદ્ધાંતોમાં માનનારો હું, એક સમયના એ મહામંત્રીને કારાગાર હું બતાવીશ ? એના ઉન્મતપણાની સારવાર શું મારા વિદ્યાર્થીઓ નહીં કરે ? લાવો બેધડક અહીં લાવો. [ જનક–ક્ષેમક–પ્રતિહાર પ્રવેશ. ]

જનક : આવો બાપુ, મહારાજ અહીં છે.

ક્ષેમક : મહારાજ ! ( હસે છે. )

માતૃગુપ્ત : માણસ પોતાનું ગજું ન જુએ અને વધુ પડતી તૃષ્ણાનો ભોગ બને ત્યારે પરિણામ શું આવે છે એનું દૃષ્ટાંત અહીં.

ક્ષેમક : અહીં જ મેં મારા બાળક માટે રાજમુગટ...રાજમુગટ ( હસે છે. )

જનક : કૃપાનાથ એના બોલ્યા સામે ન જોશો. આપનો પવિત્ર હાથ એના મસ્તક પર મૂકો એટલી મારા પર કૃપા.

માતૃગુપ્ત : ખુશીથી હું ભગવતી શુકલાની સાક્ષીએ કહું છું કે હું જો કોઈને શત્રુ ન માનતો હોઉં, મારા હૃદયમાં કોઈ પ્રત્યે રાગ દ્વેષ ન હોય તો જગત્‌પિતાની કૃપા ઊતરો અને એમને એમનું સ્વાસ્થ્ય પાછું મળો.

[ માતૃગુપ્ત ક્ષેમકને માથે હાથ મૂકે છે. ]

ક્ષેમક : હું ક્યાં છુ ? ધૈર્યસેન તમે ? મારો આવાસ સળગી રહ્યો છે. નહીં મારા હૃદયમાં પશ્ચાત્તાપનો પાવક જાણે સળગી રહ્યો છે. એની ક્ષમા...ક્ષમા...[ માતૃગુપ્તના પગમાં પડે છે. ]

માતૃગુપ્ત : બધું જ ભૂલી જાવ અને સારવાર માટે આપણા ઉપચાર-ગૃહમાં લઈ જાવ. [ જનક માતૃગુપ્તને પગે લાગીને ક્ષેમકને

લઈ જાય છે.) ધૈર્યસેન ! હવે તો અવંતીના સમાચાર...
એ પ્રભુ ! હારિત શોકના પોશાકમાં ?

હારિત : (પ્રવેશ) ગુરુદેવ ! પ્રણામ.

માતૃગુપ્ત : તારા અવાજમાં કંપ ? પોશાક શોકનો ? કહે...કહે, વત્સ શું છે ?

હારિત : શું કહું મહારાજ ! કહેતાં જીભ નથી ઊપડતી, પણ કહેવું પડે છે...

ઓજસ ગયાં વિક્રમ તણાં ને હર્ષ પલટયો, શોકમાં,
આધાર ભારતવર્ષનો ચાલ્યો ગયો પરલોકમાં.

માતૃગુપ્ત : મહારાજ પરલોકવાસી ? પ્રવરસેન સાથેના સંગ્રામમાં.

હારિત : નહીં સંગ્રામ થયો જ નથી. અવંતીના અસ્ત પામતા સૂર્ય સામે પ્રવરસેને શસ્ત્ર છોડયાં. હવે આપને અભયદાન આપવા માટે પોતે અહીં પધારે છે.

માતૃગુપ્ત : અભયદાન ? મહારાજ્યોનાં દાન આપનાર ગયો. હવે શું હું રાજ્યલોભનો ભોગ થઈશ ?

હારિત : ખેદ ન કરો. ગુરુદેવ ! મહારાજની છેલ્લી ઇચ્છા એ હતી કે આપ સુખેથી રાજ્ય ભોગવો.

માતૃગુપ્ત : સુખ ? સ્વાર્થ પરાયણતાનું ? સૂર્ય આથમ્યો. હજી હું પ્રકાશ ખોળવાનાં ફાંફાં મારું ? નહીં, હવે તો રાજવૈભવ અને નામ માત્રનાં પણ રાજચિહ્નોને મારા છેલ્લા પ્રણામ.
[ મુદ્રિકા—હાર વગેરે કાઢી નાખે છે. ઇન્દ્રસેન પ્રવરસેનને લઈને આવે છે.]

ઇન્દ્રસેન : રાજકુમાર ! પધારો. મહારાજ માતૃગુપ્ત અહીં છે.

પ્રવરસેન : મહાનુભાવ, હું મેઘવાહનનો કુમાર પ્રવરસેન. આપને પૂજનીય માનીને પ્રણામ કરું છું.

માતૃગુપ્ત : આશીર્વાદ આપું છું કે શકવિજેતા સમ્રાટ હર્ષવિક્રમને અનુસરો અને વિજયકીર્તિ વરો. કુમાર ! આ તમારાં રાજ્યચિહ્નો સંભાળી લ્યો અને મને જવાબદારીમાંથી મુક્ત કરો.

પ્રવરસેન : શા માટે? શું તમને મારો ભય લાગે છે?

માતૃગુપ્ત : લેશ પણ નહીં. વટ જેને વહાલો છે, અપકીર્તિનો જેને ભય છે એવો કોઈ ક્ષાત્રવીર મારું સ્થાન ન ખૂંચવી શકે.

પ્રવરસેન : તો પછી રાજ્ય સોંપી દેવાનું કારણ?

માતૃગુપ્ત : હું ભગવતી શારદાનો ઉપાસક. રાજ્ય મારા ભાગ્યમાં નહોતું. એ મહાભાગ્યશાળીના ભાગ્યમાં હતું. એણે મને પોતાનો મિત્ર માન્યો. થોડી જ સેવાની કદર કરી અને રાજ્ય દાનમાં આપ્યું એ ભોગવ્યું.

પ્રવરસેન : હવે?

માતૃગુપ્ત : હવે એમના અવસાન પછી જો હું રાજ્ય ભોગવું તો આપનારની કીર્તિ લાજે. દાન અપાત્રે કહેવાય અને ભોગવનાર પોતે જ ભોગ થઈ જાય.

પ્રવરસેન : માની લ્યો કે મહારાજ અવંતીનાથે જેમ તમને રાજ્ય દાનમાં આપ્યું તેમ હું પણ તમને રાજ્ય દાનમાં આપું છું.

માતૃગુપ્ત : એક વસ્તુનું દાન એક વાર હોય, બે વાર નહીં.

પ્રવરસેન : બે વાર! એટલે શું હું આપેલું દાન પાછું લેનાર ઠરી ચૂક્યો?

માતૃગુપ્ત : નહીં તમારું છે, તમે સ્વીકારો છો.

પ્રવરસેન : હું મહારાજને વચન આપી ચૂક્યો છું. એમણે આપેલું કોઈ પણ દાન હું મિથ્યા નહીં કરું.

માતૃગુપ્ત : એટલે શું તમે રાજ્ય નહીં સ્વીકારો? તમારું છે છતાં! તો શું રાજ્ય રાજા વગરનું રહેશે? પ્રજા પીડાશે? મેં સીંચેલા સસ્કાર રક્ષણના, પોષણના અભાવે કરમાઈ જશે? રાજકુમાર! મારી કસોટી કરતા હો તો હું અત્યારથી જ જીવનની અહંતા મમતાનો અસાર સંસારના સંબંધ માત્રનો ત્યાગ કરી સંન્યસ્ત સ્વીકારીશ અને કાશીપુરીમાં નિવાસ કરીશ. ૐ નારાયણ [જનોઈ તોડી નાખે છે.]

ઈન્દ્રસેન : વાહ! રાજલક્ષ્મી માટે અમે સંગ્રામો કરીએ છીએ જ્યારે તમે સામે આવતી રાજલક્ષ્મીને તુચ્છ માનો છો. આ ત્યાગને અમારાં કોટિ વાર વંદન. પરાક્રમી રાજકુમાર! તમારા બન્નેની ખેંચતાણમાં શું કાશ્મીરમંડળ અરક્ષિત રહેશે!

પ્રવરસેન : નહીં હું મહારાજ્ય સંભાળીશ. પણ સ્વામી નહીં સેવક તરીકે. સિંહાસન પર પંડિત માતૃગુપ્તનાં સ્મરણ ચિન્હો રહેશે અને રાજકારભાર હું ચલાવીશ.

ઈન્દ્રસેન : ધન્ય! ઘોર કળિકાળમાં સત્યયુગની ઝાંખી કરાવનાર ત્રિમૂર્તિ:

એકે દીધું દાન, બીજો ત્યાગ નિભાવે,
ત્રીજો ટેકી વીર ટેકનો ધર્મ બજાવે.
ત્રણ પ્રવાહ ગંગા તણા ત્રણેય પ્રભુતાવાન.
કોણ શ્રેષ્ઠ કહીએ કહો? કોનું હૃદય મહાન?

ધૈર્યસેન : મહાન પુણ્યભૂમિ કાશ્મીર જે આવા નર રત્નોને જન્મ આપે છે.

માતૃગુપ્ત : એથી એ મહાન ભરતભૂમિ, જે જગજ્જનની બની જગતને સંસ્કારો આપે છે.

## ભરત વાક્ય

એ જ્ઞાન પરખતાં પાણી,
(છે) એની અજર અમર સરવાણી.
માનવતાનાં માન હોય જ્યાં,
સંસ્કૃતિનાં અભિમાન હોય જ્યાં,
દેશવિદેશે દઈ સંદેશા, કરે સુયશની લ્હાણી...
સદ્‌વિચાર, સંસ્કાર સમર્પી, પાન પ્રેરણા કેરાં અર્પી,
અખિલ જગે સંસ્કારદાત્રીની મોટપ જેણે માણી...

# સત્યનિષ્ઠા

## એકાંકી નાટિકા

આ નાટિકા પ્રબંધચિંતામણિમાંથી 'દારિદ્ય-પ્રતિમા અને વિક્રમ'ના પ્રબંધના આધારે લખાઇ. પ્રથમ ભજવાઈ 'સત્યની મહત્તા' એ નામથી. ૧૯૨૬માં ધી બજાર ગેટ હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ-એ ભજવી.

૧૯૪૨ માં 'વિક્રમ મહોત્સવ' વખતે રજૂ કરવામાં આવી હતી, અને છેલ્લા એક દાયકામાં અસંખ્ય શાળાઓએ ભજવી છે.

પ્રભુલાલ દ્વિવેદી

## પાત્રસૂચિ

મહારાજ વિક્રમાદિત્ય

મંત્રીશ્વર

શિલ્પી

રાજલક્ષ્મી

કીર્તિ

ધર્મ

સત્ય

ઉપરાંત વિદ્યાર્થીઓ, કુમારિકાઓ.

## અંક પહેલો

સ્થળ : રાજમહાલયનો એક વિભાગ

પાત્રો : મંત્રીશ્વર, મહારાજા વિક્રમાદિત્ય, શિલ્પી અને બે પ્રહરી.

પ્રહરી : જય જય પરમ માહેશ્વર મહારાજાધિરાજ વિક્રમાદિત્ય દેવનો જય!

મંત્રીશ્વર : (બીજી તરફથી પ્રવેશ) કેમ શું છે? શું કહેવું છે?

પ્રહરી : શ્રીમાન! આપણા પરદુઃખભંજન મહારાજ વિક્રમાદિત્યે જે રાજ આજ્ઞાઓ આપી છે એમાં એક આજ્ઞા એવી છે કે કોઈ પણ કારીગરે બનાવેલી કોઈ પણ વસ્તુ સાંજ સુધીમાં અવંતીના બજારમાં ન વેચાય તો એ વસ્તુ રાજખજાનામાં લાવવી અને મોંમાગ્યાં મૂલ્ય આપવાં.

મંત્રીશ્વર : બરાબર. કલાકારોને ઉત્તેજન મળે એટલા માટે આવી રાજ આજ્ઞા છે.

પ્રહરી : આ રાજ આજ્ઞાના પાલનમાં આજે ધર્મસંકટ નડે છે. અમાત્યદેવ! જુઓ આ કલાકાર અને આ એણે નિર્માણ કરેલી પ્રતિમા. [ઇશારો થતાં એક ગરીબ શિલ્પી, એક પૂતળું લઈ આવે છે.] જુઓ, એની કલાકૃતિનો રંગ શ્યામ છે, હાથમાં ભિક્ષાપાત્ર છે અને લલાટમાં નામ લખ્યું છે દારિદ્ર. અવંતીના ધનિકો ઉદાર છે, કલાકારને ઉત્તેજન આપવા માટે કોઈ પણ વસ્તુ ખરીદવા તૈયાર છે; પણ જાણી જોઈને દારિદ્ર કોણ ખરીદ કરે? હવે જો કલાકાર પાછો જાય તો રાજ આજ્ઞા લોપાય છે અને

પ્રતિમા ખરીદી લઈએ તો દારિદ્ર ખરીદ કરવા જેવું થાય છે. દેવ! આ ધર્મસંકટનું નિવારણ?

વિક્રમાદિત્ય : (પ્રવેશ) એ જ. કોઈ પણ ભોગે આજ્ઞાનું પાલન કરો.

મંત્રીશ્વર : કૃપાનાથ! મુશ્કેલી શું છે તે આપ...

વિક્રમાદિત્ય : મેં સાંભળ્યું. આમાં મુશ્કેલી કે ધર્મસંકટ જેવું કંઈ નથી. શિલ્પી...

શિલ્પી : ક્ષમા કરો પૃથ્વીપતિ! હું અપરાધી છું. મને ક્ષમા કરો. મને રજા આપો, હું આ પ્રતિમા ક્ષિપ્રાના નીરમાં ડૂબાડી દઈશ.

વિક્રમાદિત્ય : કંઈ જરૂર નથી. મને એક વાર તારું કલાસર્જન જોવા દે...વાહ! પથ્થરમાં પ્રાણ પૂરે એવી શક્તિ તેં મેળવી છે. છતાં શક્તિનું આવું પ્રમાણ શા માટે? કોઈ દેવ દેવીની પ્રતિમા નિર્માણ કરવાને બદલે દારિદ્રની પ્રતિમા શા માટે સરજી?

શિલ્પી : ભાગ્યની અવકૃપા ટાળવા માટે કૃપાનાથ! બધા કારીગરો વખાણે એવું કામ હું કરું છું. યથાશક્તિ ધર્મનીતિ પાળું છું અને પરિશ્રમ કરવામાં કશું જ બાકી રાખતો નથી. છતાં દુર્ભાગ્ય એવું છે કે ઘરડાં માબાપને હાથે દાન પુણ્ય કરાવવા માટે હું કશું જ આપી શકતો નથી. બાલબચ્ચાં માટે સારું ખાવાનું લાવી શકતો નથી અને દારિદ્ર જાણે મારી કલાની મશ્કરી કરતું હોય તેમ ક્યારેક તો કુટુંબ પરિવારને અર્ધા ભૂખ્યા સૂઈ રહેવું પડે છે.

વિક્રમાદિત્ય : ભૂખ્યા સૂઈ રહેવું પડે છે? મારા રાજ્યમાં મારા પ્રજાજનો અર્ધા ભૂખ્યા રહે છે? તો શું મારાં અન્નક્ષેત્રો બંધ પડ્યાં છે?

શિલ્પી : ક્ષમા કરો દેવ! અન્નક્ષેત્રનું અન્ન ખાવાનો અધિકાર કોઈ

સાધુસંતને, પ્રવાસીને, અપંગને કે કોઈ ભિક્ષુકને. હું ભિક્ષુક નથી. મારા હાથપગ સલામત છે. મારો રોટલો રળવાની તાકાત મારાં બાવડાંમાં છે, તો અન્નક્ષેત્રનું અનાજ હું શા માટે ખોળવા જાઉં? જાતમહેનત પર જીવવું એ મારી શોભા. અર્ધી જિંદગી જાતમહેનત પર જીવ્યો. પણ ઘરમાંથી દારિદ્ર ન ગયું એટલે હું હાર્યો, નિરાશ થયો અને કોઈ ભાગ્યવાન મારું દારિદ્ર ખરીદ કરે એ હેતુથી દારિદ્રનું પૂતળું બનાવી બજારમાં વેચવા આવ્યો.

વિક્રમાદિત્ય : વારુ, શું આ પ્રતિમાનું મૂલ્ય?

શિલ્પી : મૂલ્ય પ્રતિમાનું નહીં, મારી ગરીબીનું. કોઈ મહાભાગ્યશાળીને હાથે મળતી પાંચ કોડીથી પણ આંકી શકાય.

વિક્રમાદિત્ય : નિરાશ ન થા. તારું કલાસર્જન હું ખરીદ કરું છું. (પ્રહરીને) જાઓ, કોષાધ્યક્ષ પાસે લઈ જાઓ અને એક હજાર સુવર્ણ મુદ્રા આપવાનું કહો. (બીજા પ્રહરીને) અને આ પ્રતિમા આપણા રાજકોષમાં મૂકી આવો, જાઓ. (શિલ્પી તથા બે પ્રહરી ગયા.)

મંત્રીશ્વર : દેવ! દારિદ્રની શાપિત પ્રતિમા રાજ ખજાનામાં?

વિક્રમાદિત્ય : કેમ નથી ગમતું? મંત્રીશ્વર! લોકો મને પરદુઃખભંજન કહે છે...

મંત્રીશ્વર : ક્ષમા કરો કૃપાનિધાન! આપની પરમાર્થ વૃત્તિમાં આડે આવનાર હું કોણ? મારી વિનંતી એટલી જ કે કલાકારને હજુ વધારે ધન આપો પણ દારિદ્રની શાપિત પ્રતિમા અવંતીના રાજ ખજાનામાં શા માટે?

વિક્રમાદિત્ય : એટલા માટે કે હું મારી પ્રજાનાં દુઃખ દારિદ્ર ટાળવા બંધાયેલો છું. મંત્રીશ્વર! શું તમને એવો ભય લાગે છે

કે દારિદ્રની પ્રતિમા આપણા રાજકોષમાં રાખવાથી રાજલક્ષ્મી રીસાઈ જશે અને આપણે દરિદ્રી થઈ જશું ? હું નથી માનતો. છતાં પરિણામ ગમે તે આવે, પણ પ્રજા કલ્યાણના જે નિયમો સત્યનિષ્ઠાને આધારે રચાયા છે એનું પાલન થવું જ જોઈએ.

મંત્રીશ્વર : મહારાજ ! ધન્ય છે આપની દાનશીલતાને.

વિક્રમાદિત્ય : કોની દાનશીલતા ? કોણ દાની ? મંત્રીશ્વર ! એ અભિમાન જ ખોટું.

ગીત

હોય નહીં અભિમાન, એનાં હોય નહીં અભિમાન.
કોણ દાની ને કોણ રંક એ જાણે દયાનિધાન.
એનાં હોય નહીં અભિમાન...

ધન કોનાં ને કોણ સંઘરે ? સાચવનારો કોણ ?
નિમિત્ત કેવળ રહ્યા આપણે, રહે એટલું ધ્યાન.
એનાં હોય નહીં અભિમાન...

સાગર શોષી મેઘ બન્યા એ વરસ્યા વારિ થઈ,
ભળ્યાં નીરમાં નીર ફરીથી, વિધિનાં એ જ વિધાન.
એનાં હોય નહીં અભિમાન...

## અંક પહેલો

### પ્રવેશ બીજો

સ્થળ : રાજકોષ આગળનો એક ઓરડો　　　સમય : મધરાત

પાત્રો : મહારાજ વિક્રમાદિત્ય, પ્રહરી, કીર્તિ, રાજલક્ષ્મી, ધર્મ અને સત્ય [ વચ્ચે મોટું બારણું. ખુલ્લા બારણામાંથી અકળાયેલો પ્રહરી બહાર આવ્યો. ]

પ્રહરી : ત્રાહિ મામ્ ઓ પ્રભુ ! ઓ ભગવાન મહાકાલ ! મહારાજ વિક્રમાદિત્ય દેવ ! રક્ષા કરો. રક્ષા કરો.
[ નગરચર્યા જોવા નીકળેલા વિક્રમાદિત્ય પ્રવેશ ]

વિક્રમાદિત્ય : રક્ષણ કોણ માગે છે ? રાજકોષનો પ્રહરી ! શું છે ? આટલો બધો અકળાયેલો કેમ ?

પ્રહરી : ક્ષમા કરો દેવ ! હું રાજકોષનો રક્ષક મારી ફરજ બજાવતો હતો ત્યાં અચાનક દ્વારની સાંકળો સરી પડી, દ્વાર ઊઘડી ગયાં. અને રાજકોષમાં જઈને જોઉં છું તો જાણે દેવનો કોપ થયો હોય એમ સિંહાસનના પાયા જાણે પીગળી રહ્યા છે. મણિમુક્તા અને સુવર્ણ મુદ્રાઓ જાણે અદૃશ્ય થઈ રહી છે. રજત કંચનના ભંડારો જાણે પીગળી રહ્યા છે અને કોઈ તેજોમય સ્વરૂપનો અભાસ......

વિક્રમાદિત્ય : ગભરા નહીં. જા, બહાર બેસ. ઉત્પાતનું કારણ જે હશે તે હું હમણાં જ ખોળી કાઢીશ. જા. ( પ્રહરી ગયો. ) પ્રહરી કહે છે એ સાચું હશે કે ભ્રમણા ! નથી સમજી

શકાતું મારા રાજકોષમાં ઉત્પાતનું કારણ. [રાજલક્ષ્મી પ્રગટ થાય છે.]

રાજલક્ષ્મી : કારણ તેં જ વસાવ્યું અને તને જ નથી જડતું !

વિક્રમાદિત્ય : તેજોમયી સ્વરૂપ, આપ કોણ ?

રાજલક્ષ્મી : હું સુખભોગની અધિષ્ઠાત્રી અને સંગ્રામોની જન્મદાત્રી રાજલક્ષ્મી.

વિક્રમાદિત્ય : રાજલક્ષ્મી !

રાજલક્ષ્મી : હા. હું આવું છું ત્યારે અભિમાન આપતી આવું છું. અને જાઉં ત્યારે માનમર્દન કરીને ચાલી જાઉં છું. પરાક્રમી પુરુષો મને પોતાના બળથી મેળવે છે. યોદ્ધાઓનાં ખડ્ગ મને પીંજરમાં કે છુપા ભંડારોમાં રૂંધી રાખે છે, પણ જવાનો સમય થાય ત્યારે અદૃશ્ય રૂપે આપોઆપ ચાલી જાઉં છું. તું પુણ્યશાળી છે એટલે મૂર્તિમંત સ્વરૂપે તારી સામે ઊભી છું અને જવાની રજા માગું છું.

વિક્રમાદિત્ય : મારી રાજલક્ષ્મી મને છોડીને ચાલી જાય છે? શા માટે ? હું કર્તવ્ય ચૂક્યો નથી. પુરુષાર્થ હાર્યો નથી. ન્યાયથી ચળ્યો નથી. નીતિ ખોઈ નથી કે સંપત્તિનો દુરુપયોગ કર્યો નથી છતાં મારો ત્યાગ કરવાનું કારણ ?

રાજલક્ષ્મી : કારણ નથી જડતું ? પરદુઃખભંજન રાજા ! તેં જાણી જોઈને કોઈનું દારિદ્ર ખરીદ કર્યું અને તારું ભાગ્ય તારે જ હાથે ભૂંસી નાખ્યું.

વિક્રમાદિત્ય : મેં મારા એક ગરીબ પ્રજાજનનું દારિદ્ર ખરીદ કર્યું. એ જ મને છોડી જવાનું કારણ ?

રાજલક્ષ્મી : આ કારણ તને તુચ્છ લાગે છે ? રાજન્ ! સમગ્ર જગતને ઋણમુક્ત કરવાના પ્રયત્નોમાં માન્ધાતા, બલિ, શિબિ કે

યુધિષ્ઠિર પણ ફાવી શક્યા નથી તો એમના સુયશની હરીફાઈ ન કર. જાણી જોઈને આપત્તિને આમંત્રણ ન આપ.

વિક્રમાદિત્ય : હું મહાપુરુષોના યશની હરીફાઈ નથી કરતો. એમને પગલે ચાલું છું.

રાજલક્ષ્મી : એનું પરિણામ?

વિક્રમાદિત્ય : પરિણામે કદાચ રાજવૈભવ જાય. તલવારો ભાંગીને શિલ્પીઓનાં ટાંકણાં ઘડાય કે કૃષિકારોના હળના દાંતાઓ સરજાય તો પણ શું? પ્રજાકલ્યાણ માટે રાજ્યસમૃદ્ધિનો ભોગ આપતાં હું જરાય અચકાતો નથી.

રાજલક્ષ્મી : ત્યારે મને જવાની રજા છે?

વિક્રમાદિત્ય : સુખેથી! પરમાર્થી વિક્રમના રાજભંડારમાં રહેવું ન ગમતું હોય તો સુખેથી જઈ શકો છો.

રાજલક્ષ્મી : હજી પણ આ અભિમાન છે ત્યારે તો હું જરૂર જઈશ. (અદૃશ્ય)

વિક્રમાદિત્ય : ગઈ! મારી લક્ષ્મી, મારી સમૃદ્ધિ મને છોડીને ચાલી ગઈ!

[ કીર્તિ શ્વેત વસ્ત્રમાં પ્રગટ થઈ. ]

કીર્તિ : એકલી સમૃદ્ધિ નહીં, તારી કીર્તિ પણ એની પાછળ જવાની રજા માગે છે.

વિક્રમાદિત્ય : કીર્તિદેવી તમે?

કીર્તિ : હા માનવજીવન ઉજ્જવળ કરનાર હું કીર્તિ, મારો નિવાસ યોદ્ધાઓના ખડ્ગમાં અને સહવાસ રાજલક્ષ્મીનો.

વિક્રમાદિત્ય : રાજલક્ષ્મી ગઈ, સાથે તમારે પણ જવું છે? કીર્તિ ઉજ્જવળ રાખવા માટે તો મેં દારિદ્ર ખરીદ કર્યું.

કીર્તિ : ત્યારે જે તેં ખરીદ કર્યું એનો લહાવ પણ તને મળવો જોઈએ ને !

વિક્રમાદિત્ય : ખુશીથી બીજાનું દુઃખ ટાળવા જતાં જે આપત્તિઓ આવશે એ હું ખુશીથી વેઠીશ. કારણ કે ખડ્ગબળથી મેળવેલી કીર્તિ કરતાં, આત્મભોગથી મેળવેલી કીર્તિ વધારે ચિરંજીવી અને વધારે ઉજ્જવળ છે.

કીર્તિ : એ કીર્તિના મોહમાં ક્યાંક વનવન ભટકવાનો વખત ન આવે. રાજન્ ! હજી પણ કહું છું કે દારિદ્રની શાપિત પ્રતિમા ફેંકી દે.

વિક્રમાદિત્ય : મને મારું શીલ, સત્ય, ટેક ફેંકી દેવાનું કહો છો ? જે પ્રાણ છે ત્યાં સુધી તો નહીં બને. જાઓ, રાજલક્ષ્મી, સાથે તમારે પણ જવું હોય તો જાઓ. વિજય કીર્તિ અને લક્ષ્મી મેં મારા પરાક્રમથી મેળવ્યાં છે અને પુણ્ય પરાક્રમથી પાછાં મેળવીશ. ( કીર્તિ અદ્રશ્ય ) ગઈ ? મારી કીર્તિ, મારો વિજય. મારા પરાક્રમોના દિવસો ગયા ?

[ સત્યગુણી સ્વરૂપે ધર્મ પ્રગટ ]

ધર્મ : વિદાય તેં જ આપી છે.

વિક્રમાદિત્ય : આપ કોણ ?

ધર્મ : ધર્મ, નીતિનો નાથ, ન્યાયનો બંધુ, સત્યનું સંતાન ધર્મ.

વિક્રમાદિત્ય : પ્રણામ દેવ ! તમે પણ મારો ત્યાગ કરવા ઇચ્છો છો ? ધન જાય તો ભલે, વિજય વિમુખ થાય તો ભલે, પણ ધર્મ ખોવા હું તત્પર નથી.

ધર્મ : આ વિચાર દારિદ્ર ખરીદ કરતા પહેલાં કરવો જોઇતો હતો. રાજન્ ! દરિદ્રતા એવી ભયંકર રાક્ષસી છે કે એના પાશમાં ફસાયેલો માણસ ધૈર્ય ખૂએ, સારાસારનો વિચાર ભૂલે, આપત્તિઓથી ઘેરાય અને છેવટ ધર્મ તજે.

વિક્રમાદિત્ય : ત્યારે હું તો એમ જ માનું છું કે મનુષ્ય પ્રમાદી થાય વૈભવથી, ઉન્મત બને લક્ષ્મીથી, અને અભિમાન આવે વિજયથી. અનીતિ, અનાચાર એને હાથે થાય પણ જે દુઃખ દારિદ્રમાં ડૂબ્યો હોય એ તો હરઘડી સર્જનહારને સંભારે અને ધર્મથી લેશમાત્ર, ન ચળે. પ્રમાણ આપું? ભગવાન કૃષ્ણચંદ્રના બાળસખા સુદામા દરિદ્રી હતા, છતાં શું ધર્મપરાયણ નહોતા?

ધર્મ : હતા.

વિક્રમાદિત્ય : તો પછી દરિદ્રતા ધર્મ ભૂલાવનારી છે એમ શા માટે માનવું જોઈએ?

ધર્મ : તું એક વાત ભૂલી જાય છે. રાજન્! ધન આપવું, દાન કરવું, એ જુદી વાત છે અને કોઈનું ભાગ્ય ખરીદ કરવું આ જુદી વાત છે. આ ભેદ તું ભૂલ્યો. કોકનું ભાગ્ય પલટી નાખવા તત્પર થયો. અને દાનશૂરતાની ધૂનમાં તેં કોકનું ભાવિ ખરીદ કર્યું.

વિક્રમાદિત્ય : એનું પરિણામ જે આવશે તે ભોગવીશ. અને પ્રાણના ભોગે હું મારો ધર્મ સાચવીશ.

ધર્મ : પ્રતીતિ મળશે ત્યારે પાછો આવીશ.

વિક્રમાદિત્ય : એટલે હું તમને છોડતો નથી. ત્યાર પહેલાં તમે મને છોડી જાવ છો એમ તો ખરુંને? વિશ્વના આધાર...નથી? ...અદૃશ્ય! શું મારો ધર્મ મને તજી ચાલ્યો ગયો?

[ સત્ય પ્રગટ]

સત્ય : ત્યારે ધર્મ જાય તો ધર્મ વિના એકલુ સત્ય પણ ન રહી શકે.

વિક્રમાદિત્ય : તેજોમય સ્વરૂપ! આપ સત્ય! જે સત્ય વિના ન્યાય આંધળો છે, ધર્મ પાંગળો છે, નીતિ ચંદ્ર વિનાની રાત્રિ...

જેવી છે એ પરબ્રહ્મ પરમાત્માના હૃદય સ્વરૂપ સત્યને મારા કોટીવાર પ્રણામ! વિશ્વના ચેતન તમે પણ મારો ત્યાગ કરવા માગો છો?

સત્ય : ધર્મ એ મારું શરીર છે. શરીર ગયું. હવે મારે પણ પાછળ જવું જોઈએ.

વિક્રમાદિત્ય : ધર્મ મેં તજ્યો નથી, એણે મને તજ્યો છે. એમ તમારે પણ મારો ત્યાગ કરવો હોય તો મારું ચૈતન્ય સાથે લઈને જાઓ હું સત્યના આધારે પ્રતિજ્ઞાઓ કરું છું અને પાળું છું. એ સત્યનાં ઓજસ મારા ભવનમાંથી, મારા જીવનમાંથી જાય તે પહેલાં મારા પ્રાણ...

[ છાતી ચીરી નાખવા કટાર લીધી ત્યાં સત્યે હાથ પકડયો. ]

સત્ય : ધન્ય રાજન્! જે નરવીર સત્યને આધારે પ્રતિજ્ઞા કરે અને પ્રાણ જાળવે એને છોડીને સત્ય કયાં જાય?

ધર્મ : અને સત્યને છોડીને ધર્મ પણ કયાં જાય? (ધર્મ પાછો આવ્યો.)

કીર્તિ : ત્યારે જ્યાં ધર્મ હોય ત્યાં જ વિજયકીર્તિની વરમાળ! (કીર્તિ પાછી આવી.)

રાજલક્ષ્મી : અને જ્યાં સત્ય, ધર્મ અને વિમળ કીર્તિ હોય ત્યાં રાજલક્ષ્મીનો નિવાસ હોય જ.

કીર્તિ : રાજન્! તારી કસોટીમાં તું નિશ્ચળ રહ્યો છે અને અક્ષય કીર્તિની વરમાળ પહેરવાનો તારો અધિકાર સ્થાપિત કર્યો છે.

ગીત

જે પરહિતનું પણ ધારે એ અજર અમર સંસારે.
જે ધૈર્ય, ધર્મ નવ હારે એ અજર અમર સંસારે.
જે સત્ય પ્રતિજ્ઞા કરતા,
જે પુણ્ય પંથ સંચરતા,
યશ કીર્તિ એના દ્વારે, એ અજર અમર સંસારે.

# દીકરી

## નાટિકા

આગળ આવી ગયેલું 'કોણ શ્રેષ્ઠ ?' નાટક જેમ એક પણ સ્ત્રી પાત્ર વિનાનું છે તેમ આ નાટિકા એક પણ પુરુષ પાત્ર વિનાની છે.

આ નાટક શકુન્તલા ગર્લ્સ હાઇસ્કૂલને પ્રથમ વાર ભજવવા આપ્યું તે વિના પુરસ્કારે.

શાળાની કુમારિકાઓએ પ્રથમ ભજવ્યું તા-૧૮-૧-૪૨ —અંક્ષેલસીઅરથી થીએટર,

પ્રભુલાલ દ્વિવેદી

# પાત્રસૂચિ

| | | |
|---|---|---|
| સુરભિ | : | ગરીબ પણ સંસ્કારી કુમારિ |
| વસુમતી | : | એની બહેનપ |
| મંજુબહેન | : | સેવિ |
| ચિત્રલેખા | : | એક શ્રીમંત કુટુંબની ક |
| નંદિની | : | ચિત્રલેખાની ભાભી. આમ કુળવ |
| જયા | : | ચિત્રલેખાની બહેનપ |
| મંગુ | : | નોકર |
| માલતી | : | ગરીબ કુમારિ |
| શારદા | : | માલતીની નાની બહે |

# અંક પહેલો

**પ્રવેશ ૧ લો** સ્થળ : સુરભિનું ગરીબ ઘર

પાત્રો : સુરભિ, વસુમતિ, અને મંજુબહેન.

[ પૂજાની થાળી લઈને સુરભિ પ્રવેશ કરે છે. ભીંતે ટાંગેલી સરસ્વતીની છબીને એણે પ્રણામ કર્યા. ઘરમાં ચોતરફ જોઈ એક ઊંડો નિસાસો નાખ્યો અને ગીત શરૂ કર્યું. ]

ગીત

પૂછે છે દીકરી : (૨) દીકરી શાને બિચારી રે ?
મોઢેથી લક્ષ્મી કહેતાં છતાંયે અંતરને કંઈક છે અકારી રે !
જપતપ આદરી દીકરા સૌ કોઈ માગે જો,
દીકરી ન માગે કોઈયે ઉંમગથી, કારણ એ દુઃખ દેનારી રે...
દીકરા ઉછેરે ઓછા ઓછા થઈને જો
દીકરી ઉછેરે ઓછા ઉમળકે, પારકી થાપણ ધારી રે...
દીકરા દીપક એ કુળને અજવાળે જો
દીકરીને કહેશે માવડી પોતે, સાચવવી સાપની ભારી રે...
( ગાયન પૂરું થતાં સુરભિ ઉદાસ થઈને બેસી ગઈ, ત્યાં વસુ પ્રવેશે.)

વસુમતી : સુરભિ ! આવું કે ?

સુરભિ : વસુ ! તું અત્યારમાં !

વસુમતી : કેમ આજે તારી વર્ષગાંઠ છે ને ! વધાઈ આપવા આવી છું...અરે તું ઉદાસ કેમ ?

સુરભિ : કંઈ નહીં...એ તો સહજ.

વસુમતી : નહીં ઊંડે ઊંડે તારી આંખમાં આંસુ દેખાય છે. કહે શું થયું ? મારા સમ જો ન કહે તો.

સુરભિ : સમ દેવા જેવું કંઈ નથી. બ્હેન ! મને સહજ વિચાર આવ્યો કે દીકરીનું જીવન આટલું અકારું ! શા માટે ?

વસુમતી : દીકરીનું જીવન કોણે કહ્યું ?

સુરભિ : સૌ કોઈ કહે છે, અરે નહીં, માને છે કે દીકરી અકારી અળખામણી, બોજારૂપ સાપની ભારી.

વસુમતી : આ વિચાર આજે ક્યાંથી આવ્યો ? તને કોઈએ કંઈ કહ્યું ?

સુરભિ : મને કોઈ શા માટે કહે ? હું સમજું છું કે અમે ગરીબ છીએ, એટલે હું માતાપિતા પાસે કોઈ દિવસ કશું જ માગતી નથી. મારા અભ્યાસનો બોજો બને ત્યાં સુધી હું જ ઉપાડું છું. અને થઈ શકે તેટલી ઘરકામમાં મદદ કરું છું બાને, પછી મને કોઈ શા માટે કંઈ કહે ?

વસુમતી : તો પછી આ વિચાર આવવાનું કારણ ?

સુરભિ : સાચું કહું ? મને સહજ વિચાર આવ્યો કે માબાપ જેટલા હોંશથી દીકરાની વર્ષગાંઠ ઉજવે છે એટલી હોંશથી દીકરીની વર્ષગાંઠ ઉજવે છે ખરાં કે ?

વસુમતી : ક્યાંથી ઉજવે ? સંસાર સ્વાર્થી છે, એ મહત્ત્વ આપે છે પુણ્ય પરમાર્થને અને ખોળે છે સ્વાર્થ. એક એક માબાપ માને છે કે દીકરી આખરે તો પારકી થાપણ, ભલા, થાપણ ઉછેરવામાં ઉત્સાહ કે આનંદ ક્યાંથી હોય ?

સુરભિ : એટલે આપણે તો જન્મથી જ પીડારૂપ, પરાયાં અને અકારાં એમ જ ને ?

વસુમતી : એનું કારણ આપણી નબળાઈ. જૂની માન્યતાઓ જાય અને આપણું સ્વમાન સ્થાપિત થાય એ સમય આવી ગયો છે, એટલે તો મેં સાફ કહી દીધું.

સુરભિ : કોને ?

વસુમતી : મારી બાને. પોતે ઓછું ભણેલી, રૂઢીચુસ્ત અને ધર્મઘેલી. વાતવાતમાં શિખામણ દેતી, ભાવિનાં ભયંકર ચિત્રો ખડાં કરતી, એને ગઈ કાલે મેં સાફ કહી દીધું કે અમારું ભાવિ ઘડવાની અમારામાં તાકાત છે. તમારી શિખામણ તમારી પાસે રાખો.

સુરભિ : પછી ?

વસુમતી : પછી શું ? થોડાંક આંસુ પાડયાં અને શિખામણો દેતી બંધ થઈ. જવા દે એ વાત, આજે તારી વર્ષગાંઠ છે અને ગઈ પરીક્ષામાં તેં મને કંઈક મદદ કરી છે. કહે, આજે તારે માટે શું લઈ આવું ?

સુરભિ : કંઈ નહીં.

વસુમતી : ભાવ ખાવો રહેવા દે. કહે, તારે માટે એક સરસ સાડી લઈ આવું ?

સુરભિ : ના બહેન. તારી કિંમતી સાડી તો મારી ગરીબાઈની ચાડી ખાય.

વસુમતી : ત્યારે શું લાવું ? વીંટી ? નહીં ? ત્યારે સમય માટે નાનકડું ઘડિયાળ.

સુરભિ : મારે સમય જોવો નથી, સાચવવો છે, સફળ કરવો છે.

વસુમતી : એટલે સમય ગાળવા માટે સારાં પુસ્તકો જોઈએ, એમને ?

સુરભિ : ઓ મારી બહેન ? વ્યવહાર શીખવનારાં પુસ્તકો કોઈ પુસ્તક ભંડારમાં છે ખરાં ?

વસુમતી : ત્યારે તારે જોઈએ શું ? યાદગીરીમાં એવું શું આપું કે તું રાજી થાય ?

સુરભિ : હું રાજી થાઉં એવી ભેટ તારે મને આપવી છે ? તો હું માગું છું એટલું જ કે હવે પછી તારી ગરીબડી માતાનું અપમાન ન કરીશ. અભિમાનને સ્વમાન ન સમજીશ.

વસુમતી : એટલે હું અભિમાની છું ?

સુરભિ : માતાને આવડત વગરની કહીને આંસુ પડાવે એનો અર્થ એ જ. દરેક અવગુણો એની પાછળ આવે છે.

વસુમતી : મારી માતાની ચિંતા પછી, તારી માતાની ચિંતા પહેલી કર. બહુ આવડતવાળી છે તે ક્યાંક નોકરી ખોળી કાઢ અને પગાર લઈ આવ કે એને કોઈના ઘરનું કામ કરવું મટે. મોટી માતૃભક્ત થઈ ગઈ છે તે ! બહેનપણી સમજીને ભેટ આપવા આવી ત્યારે અભિમાની કહીને તેં મને મ્હેણાં દીધાં? શું આવડતનું અજીર્ણ થઈ ગયું છે ! ( જવા માંડે છે. )

સુરભિ : વસુ...વસુમતી ?

વસુમતી : કંઈ સાંભળવું નથી. મારી બહેનપણીઓમાંથી તારું નામ આજથી ગયું. ( ગઈ. )

સુરભિ : એ શું કહી ગઈ? શું મને આવડતનું અજીર્ણ થયું છે ! ના. મેં સાચું જ કહ્યું છે, હવે એનું મ્હેણું શિખામણ સમજીને માથે ચડાવીશ. અને ગરીબડી માતાને આશ્વાસન મળે એવી કોઈ નોકરી જરૂર ખોળી કાઢીશ.

મંજુબહેન : કોણ છે ઘરમાં ?

સુરભિ : આવો મંજુબહેન, તમે ?

મંજુબહેન : આજે તારી વર્ષગાંઠ છે ને ? હું તને ખોળતી આવી છું. ક્યાં ગયાં તારાં માજી ?

સુરભિ : માજી એક પાડોશીને ત્યાં વ્યાવહારિક પ્રસંગ છે, ત્યાં મદદ કરવા ગયાં છે અને બાપુ બિચારા મળતા સમયનો લાભ લેવા માટે એવડી નોકરી કરવા ગયા છે. કહો, મોટાંબહેન, આજે મારી વર્ષગાંઠ છે એ તમને કોણે કહ્યું ?

અંજુબહેન : તારા ભાઈએ. એ અભ્યાસ કરવા ગયો છે ને ? એનો કાલે કાગળ છે. અમે ભાઈબહેન જેવાં વર્ષો સુધી સાથે ભણ્યાં છીએ.

સુરભિ : અને સાચું કહું તો ભાઈને વધુ અભ્યાસની સગવડ પણ તમે જ અપાવી છે.

અંજુબહેન : અવાજમાં નિરાશા અને નબળાઈ ? તને કંઈ મદદ જોઈએ છે ?

સુરભિ : હા, પણ પૈસાની નહીં, નોકરી. ઘણાંય મોટાં કુટુંબોમાં તમારી ઓળખાણ છે, તો મારાથી થઈ શકે એવી નોકરી મને અપાવો. એ જ મારી વર્ષગાંઠની ભેટ.

અંજુબહેન : તારે નોકરી કરવા જવું છે ?

સુરભિ : હા. અભ્યાસમાંથી મળતો સમય હું એ રીતે સફળ કરીશ. મોટાંબહેન, ભાઈનો મારા ઉપરેય કાગળ છે. એમાં એ લખે છે કે મારી બહેન હિંમત રાખજે. નાની બહેન મટીને નાનો ભાઈ થજે. અભ્યાસ પૂરો કરીને ઘેર આવું ત્યાં સુધી માતાપિતાને મદદરૂપ થજે. કહો, મદદરૂપ કઈ રીતે થાઉં ? ડાહી ડાહી વાતો કરીને ? નહીં, આવકમાં હિસ્સો આપીને એમના પરનો બોજો ઓછો કરીને.

અંજુબહેન : તારાથી નોકરી થશે ?

સુરભિ : શંકા શા માટે ? દીકરી છું માટે ? જવાબદારીનું ભાન હોય તો કર્તવ્યનિષ્ઠામાં દીકરા કરતાં દીકરી જરાય ઓછી નહીં ઊતરે હોં, બહેન ?

અંજુબહેન : માબાપને પૂછી જોયું છે ?

સુરભિ : પૂછીશ. પગે પડીને એમની રજા મેળવીશ. કહો, છે ક્યાંય મારે લાયક નાનીસૂની નોકરી ?

મંજુબહેન : તારું સ્વમાન જરાક વધુ પડતું સતેજ છે, અને નોકરી એટલે સ્વમાન પર આઘાત. એ આઘાત સહી શકશે?

સુરભિ : હસતે મોઢે.

મંજુબહેન : તો જો, મારી એક બહેનપણી છે, એની ભાભી ગામડામાંથી આવી છે. એને રીતભાત, સુઘડતા અને કળા કુશળતા શિખવવી છે.

સુરભિ : મારાથી બનતું બધું જ કરીશ. મને ઘર બતાવો.

મંજુબહેન : આજે જ? આજે તો તારી વર્ષગાંઠ, આનંદનો દિવસ.

સુરભિ : નહીં કર્તવ્યપંથે પગલું માંડવાનો દિવસ, દીકરી માબાપને બોજારૂપ નથી એ સાબિત કરવાનો દિવસ.

મંજુબહેન : શાબાશ! નામ સુરભિ છે તો સુરભિ થા અને અભિમાની કુટુંબમાં તારા સદ્‌ગુણોની સૌરભ પ્રસાર. ચાલ, હું તને આજે જ નોકરી અપાવું. (બંને જાય છે.)

## અંક પહેલો

### પ્રવેશ બીજો

દૃશ્ય : બંગલાનું દીવાનખાનું

પાત્રો : ચિત્રા, જયા, નંદિની, સુરભિ, વસુમતી, મંગુ.

(બહેનપણીઓ ગરબો ગાઈ રહી છે. ચિત્રલેખા અને વસુ જોઈ રહ્યાં છે.)

ફૂલડાં ખીલ્યાં છે વિશ્વતણી વાડીએ,
વાડી રચી વિશ્વના વિહારીએ.
વાડી છે વિશ્વ અને જીવન કુસુમ છે,
એના વિકાસ કર્મ ક્યારીએ.
સદ્‌ગુણ સુવાસમાં મ્હેકે સુહાસભર્યાં
સિંચન સંસ્કારનાં વારીએ...
ફૂલડાં છે સર્વ બાળ સરખાં પ્રભુનાં
ભેદ રચ્યા એમાં સંસારીએ...

વસુમતી : કેમ બરાબર ને ? ચિત્રાબહેન ? આપણા આવતા મેળાવડા માટે ગરબો લખી આપ્યો તમે, તૈયાર કર્યો મેં; છે એમાં ક્યાંય કહેવાપણું ?

ચિત્રા : ઘણુંયે. ખોટું ન લગાડીશ. ભૂલો છે તે સુધારી લેવી જોઈએ, માટે કહું છું. ગરબો ગવાય છે સરસ પણ ગાનાર અને ગીતનો એક રાગ નથી. સુરબાળાબહેન ! તમારું નામ સુરબાળા, અને ગાવામાં જરાક બસુરાં. વીજળીબહેન ! તમારા હરવા ફરવામાં વીજળી જરાય ન મળે, સાવ ટાઢાં.

વેણીઆ ! વેણી સમારવામાં તાલ ચૂકી જાઓ છો અને જયાબહેન ! તમે અભિનય કરો છો તે જાણે કબુતર ઉડાડો છો. આપણી પાસે સમય છે, તો આ બધી જ ભૂલો સુધારી લેજો. જાવ, હવે કાલે. (જયા અને વસુ સિવાય બધી બહેનપણીઓ ગઈ.) કેમ, બધાં ગયાં અને તું ન ગઈ ?

જયા : કેમ તમે જ કહ્યું ને ? હું અભિનય કરતી નથી. કબુતર ઉડાડું છું, તો મારે અભિનય શિખવો છે. બોલ, વિશ્વ-વાડીનો અભિનય શું ?

ચિત્રા : બહાનું. મને લાગે છે કે તારે બહાનું ખોળીને અહીં રોકાવું છે. અને સંવાદો શું લખવાની છું એ જાણવું છે ?

જયા : અરે ના. સાચું કહું ? આટે તારી ભાભીને જોવી છે. સાંભળ્યું છે કે સાવ ગામડિયણ છે, રાગ કાઢીને બોલે છે. અને લહેકા કરીને વાતો કરે છે. એ છે કયાં ? બતાવ તો ખરી ?

ચિત્રા : મશ્કરી સૂઝે છે ? મારો ભાઈ સંજોગવશાત્ એક ગ્રામ કુમારિકા પરણ્યો, નિભાવી લેવા તત્પર થયો. એની મશ્કરી ? થોડા જ દિવસમાં એ આપણી સાથે ભળી જાય એવી થઈ જશે, સમજીને ? શિક્ષક તરીકે મેં એક હોંશિયાર છોકરીની પસંદગી કરી છે.

વસુમતી : એ પસંદગી કયાંક ભારે ન પડી જાય હોં.

ચિત્રા : કેમ તારેય નંદુની મશ્કરી કરવી છે ?

વસુમતી : ના. કયાંક તારા ડહાપણની મશ્કરી ન થાય એટલું કહેવું છે. ચિત્રલેખા ! નંદુને ભણાવવા માટે તેં સુરભિની પસંદગી કરી છે ને ?

ચિત્રા : હા, કેમ તારી બહેનપણી છે ને ?

વસુમતી : બહેનપણી હતી, હવે તો હું એના સામેય જોતી નથી. કારણ જાણવું છે ? આવડતનું ગુમાન. બધી જ બહેનપણીઓ એને વખાણતી થઈ એટલે એને ગુમાન આવી ગયું છે. એ પોતાને સર્વશ્રેષ્ઠ અને બીજાંને તુચ્છ માનતાં શીખી છે. અને મારા ઘરમાં એવો કજીયો જગાવ્યો છે કે મારી ગરીબડી આ મારી સાથે મન મૂકીને વાત પણ કરતી નથી. જોજે, એનું પુનરાવર્તન ક્યાંક તારા ઘરમાં ન થાય. (ગઈ. )

ચિત્રા : સુરભિ જેવી શાણી છોકરી હૃદયની આવી ઓછી હશે ?

જયા : તો એને બદલે કોઈ બીજી શિક્ષિકા ખોળી કાઢશું, પણ શીખનારી કેવી છે એ તો બતાવ.

ચિત્રા : જો, એ જ આવે છે.

નંદિની : (પ્રવેશીને) બળ્યું...આ વાંચવાનું, મને તો આમાં કશુંય સમજાતું નથી.

ચિત્રા : નંદિની ?

નંદિની : એ આ...વી...ય... ( લહેકાથી રાગ કાઢીને બોલે છે.)

ચિત્રા : પાછું રાગ કાઢીને બોલ્યાં ? અને લહેકો ? વાતવાતમાં લહેકા ન જોઈએ, એ યાદ રાખો. જુઓ આ મારી બહેનપણી, એનું નામ જયવતી. ( નંદુ જયાને હાથ જોડે છે.) પગે લાગવાની જરૂર નથી. એ તમારાથી નાની છે.

જયા : તમારું નામ નંદિની ? ભલા, શું વાંચો છો ?

નંદિની : આ ચીંથરાબહેને કાંઈક દીધું છે, અરે ભૂલી ચીંથરા નહીં ચિતરા.

ચિત્રા : હજી ભૂલ થાય છે. ચિતરા નહીં, મારું નામ ચિત્રા, બોલો ત્રા.

નંદિની : ત્રા, ચિત્રા.

જયા : બરાબર, શું વાંચો છો ? વાંચો જોઉં ?

નંદિની : બળ્યું વાચું તો છું, પણ કાંઈ સમજાતું નથી. આમાં લખ્યું છે. હવે અમે...રીકા...દેશની...વનિ...તાવનો...

જયા : શું વાંચ્યું ? રીકા...દેશની...વનિ...તાવનો ?

ચિત્રા : જોઉં [ નંદુના હાથમાં એક માસિક છે, લઈને જુએ છે. ] કપાળ તમારું ! આમાં લખ્યું છે, હવે અમેરિકા દેશની વનિતાઓનો જીવનવિકાસ જોઈએ...ત્યારે તમે શું વાંચ્યું ! અમે...રીકા.. દેશની વનિ...શું ભૂંડા ટૂકડા પાડો છો ! ચોખ્ખું વાંચતાં જાવ.

નંદિની : તે હેં...ચિતરાબહેન ? એ રીકા દેશ કયાં આવ્યો ?

ચિત્રા : રીકા નહીં અમેરિકા, યાદ કરો, મેં તમને કાલે નકશો નહોતો બતાવ્યો ?

નંદિની : અલ્યા હા, યાદ આવ્યું, તે હેં ચિતરાબહેન !

ચિત્રા : ચૂલામાં જાય ચિત્રા. બોલો ગરબો યાદ કર્યો ?

નંદિની : ઝાંખો ઝાંખો.

ચિત્રા : ઝાંખો નહિ ચોખ્ખો જોઈએ, ચાલો ગાવ.

નંદિની : એ...ફૂલડાં ખીલ્યાં છે કરમની કિનારીએ...

ચિત્રા : એ છબરડો કર્યો...કરમની કિનારીએ નહીં, વિશ્વની વાડીએ. વિશ્વ...દુનિયા...સંસાર એક વાડી છે, અને માનવ માત્ર એનાં ફૂલડાં.

નંદિની : તે હેં...ચિતરાબહેન ?

ચિત્રા : પાછું ચિતરા ? આજ જરૂર તમે મારું માથું દુખાવશો. [ સુરભિ પાછળને બારણેથી પ્રવેશે છે. ]

સુરભિ : શું કહેવું છે બહેન ?

ચિત્રા : તું ઘરમાં છે? પાછળને બારણેથી દાખલ થઈ અને ઘરમાં હોવાનો ઢોંગ કરે છે? બોલ, એક મહિનામાં તેં આમને શિખવ્યું શું? ગીત, ગરબા શિખવાડવાને બદલે પૂરું વાંચતાંય નથી આવડતું, તો પછી એક મહિનામાં તેં કર્યું શું?

સુરભિ : જરાક શાંતિથી સાંભળશો?

ચિત્રા : બોલો.

સુરભિ : એક નાના પ્યાલામાં આખા ઘડાનું પાણી ઠાલવીએ તો?

જયા : પ્યાલા જેટલુ રહે બાકીનું ઢોળાઈ જાય.

સુરભિ : અહીં પણ એમ જ. એમને કંટાળો ન આવે, વધુ પડતું ન થઈ જાય અને સહેલાઈથી સમજી શકાય એટલું હું એમને આપું છું. બુદ્ધિશકિતનો જેમ જેમ વિકાસ થશે તેમ તેમ વધુ શિખવતી જઈશ.

ચિત્રા : બહાનાં, તું ટાઈમિસર આવતી નથી. એટલે બહાનાં બતાવે છે? બોલ, કયારે આવી? કેટલે વાગે આવવાનો ટાઈમ છે?

સુરભિ : સાચું પૂછો તો, હું આજે સવારથી અહીં જ છું. રજાનો દિવસ એટલે આખો દિવસ મેં અહીં વિતાવ્યો છે. માત્ર બે કલાક મારા ઘરનું કામકાજ કરવા ગઈ હતી, એટલું માફ.

ચિત્રા : બાકીનો વખત અહીં જ હતી? કયાં?

સુરભિ : તમારાં માજી બિમાર છે, એમની સેવામાં.

અંશુ : ખરી વાત છે બહેન! બાની તબિયત આજ સવારથી બેચેન છે એટલે આજ સવારથી આ બાઈ અને હું બાની પાસે જ છીએ.

ચિત્રા : બાની પાસે તમે છો, શું નર્સ નથી?

સુરભિ : છે પણ ફરજ અને લાગણી વચ્ચે ફેર છે. નર્સ ફરજ

બજાવે છે, હું તમારાં વૃદ્ધ માજીને મા ગણું છું અને સેવા બજાવું છું.

નંદિની : સાંભળો ચિતરાબહેન ? આ પારકું માણસ આપણાં માજીની ચાકરી કરે અને આપણે રીકા દેશની વાતો કરીએ એ કંઈ સારું કહેવાય ?

જયા : કાં ચિતરાબહેન ? સપડાયાંને ? આપો જવાબ.

ચિત્રા : એમાં જવાબ આપવા જેવું કંઈ નથી. એને તો લાગણી જીતીને વધુ પગાર, પૈસા મેળવવાની લાલચ.

સુરભિ : ખરી વાત, એ લાલચ ફળી અને જુઓ તમારા માજીએ આજે મહિનાનો પગાર મને ઇનામમાં આપ્યો. [ પાંચસોનો ચેક].

ચિત્રા : એથી રાજી થઈને ?

સુરભિ : રાજી થયાં એ, કોઈ ગરીબ માટે કંઈક કરી છૂટવાનો આત્મસંતોષ થયો એમને. અને મેં આ ચેક લીધો એમના માન ખાતર. બાકી એનો ઉપયોગ આટલો જ. [ ચેક ફાડી નાખ્યો. ]

જયા : ચેક ફાડી નાખ્યો ?

સુરભિ : પ્રામાણિકતા કે લાગણી વેચવા માટે ન હોય, નોકરી કરું છું, બદલામાં પગાર મેળવું છું, એટલાથી મને સંતોષ છે.

ચિત્ર : બરાબર. મીઠી જીભથી, નિઃસ્પૃહી સ્વભાવથી પોતાનું સ્થાન જમાવીને માદીકરીને લડાવી મારવાની તારી યુક્તિ હું બરાબર ઓળખી ગઈ છું.

સુરભિ : હું માદીકરીને લડાવવા માગું છું ? પ્રામાણિક સેવાનો શિરપાવ આ હોય તો આપની નોકરી મારે ન જોઈએ. પ્રણામ.

[ સુરભિ ગઈ, જયા અને ચિત્રા જોઈ રહી.]

## અંક પહેલો

### પ્રવેશ ત્રીજો

સ્થળ : બગીચો

પાત્રો : માલતી, વસુમતી. સુરભિ, નંદિની

માલતી ફૂલની છાબડી લઈ ગાતી ગાતી પ્રવેશે છે.]

કોઈ કબરી લ્યો રે, કબરી લ્યો !
એ શણગારોની રાણી રે !
એમાં સોને સુગંધ સમાણી રે—
ચાંદલો લલાટે, વેણી અંબોડે,
શોભે સોહાગણ શાણી રે !—
ફૂલ સમાં જીવન ને ફૂલ સમાં હૈયાં
ફૂલ ખરે એવી વાણી રે !

વસુમતી : (પ્રવેશીને) કોણ ગાય છે ? આ તો પેલી વેણીવાળી છોકરી ! તારું નામ તો માલતી ખરું ને ? તું આવું સરસ ગાતી હોઈશ એની તો મને કલ્પનાય નહોતી. ચાલ મારી જોડે.

માલતી : ક્યાં જવું છે વસુબહેન ?

વસુમતી : અમારા મેળાવડામાં. એક બહેન અચાનક માંદી પડી ગઈ છે. એની જગ્યા તારે લેવાની છે. ગીત હું તને થોડી જ વારમાં શીખવી દઈશ. અને રાત્રે દશ વાગતાં તો આપણે પાછાં આવી જઈશું.

માલતી : મારી હાલત જાણો છો વસુબહેન ? મારા પિતા બહારગામ ગયા છે. મા કોઈના ઘરનું કામકાજ કરવા ગઈ છે. અને

નાની બહેન ઝૂંપડીમાં બિમાર પડી છે, એટલે અધરાત સુધીની ગેરહાજરી મને ન પરવડે.

વસુમતી : મૂરખ ન થા, મોંમાગ્યા પૈસા મળશે અને મારી બહેનપણીઓ જોડે ઓળખાણ થશે તો તારું નસીબ ઊઘડી જશે.

માલતી : નસીબ તો ઊઘડે ત્યારે, અત્યારે તો જવાબદારી સમજું તોય ઘણું છે.

વસુમતી : ચાલી ક્યાં ? રહેવા માટે ઘર નહોતું ત્યારે આ બગીચામાં ઓરડી મેં અપાવી છે, એ મારો ઉપકાર યાદ કર.

માલતી : તે કહેતાં હો તો તમારા ઉપકારનું પાટિયું ગળે બાંધતી જાઉં.

વસુમતી : વિવેક ભૂલીને વાત કરે છે ? મારી સામે ? [ તમાચો મારવા હાથ ઉપાડે છે ત્યાં સુરભિ પ્રવેશે છે.]

સુરભિ : અને વિવેક તું પણ ક્યાં નથી ભૂલતી ?

વસુમતી : તું અહીં ?

સુરભિ : નંદુબહેને મને મળવા બોલાવી છે.

વસુમતી : અરે નહિ, ચોખ્ખું કહી દે. નોકરી ખોઈ અને બહેનપણીઓમાં અપમાનિત થઈ એટલે હવે અહીં પગે લાગતી પાછી આવી છે. હાલત ગરીબ, ઘરનું માંડ પૂરું થાય અને ઉપરથી મિજાજ ? તેં મને અભિમાની કહી છે તો હવે તારું અભિમાન કેમ જળવાય છે એ હું જોઈશ. [ વસુ ગઈ. ]

સુરભિ : બહેનપણી વિના કારણ વેર બાંધી બેઠી છે, પણ ઈશ્વર સાક્ષી છે મેં એની ક્યાંય નિંદા નથી કરી. બહેન ! કોણ છે તું ? શા માટે એને નારાજ કરી ?

માલતી : બીજાની મુશ્કેલી ન સમજે અને નારાજ થાય એમાં કોઈ

શું કરે? બહેન, હું રહું છું સામેની ઓરડીમાં, વેણીઓ વેચીને નિર્વાહ ચલાવું છું, કામથી પરવારીને ઓરડીએ જતી હતી ત્યાં એ શ્રીમતી અચાનક આવી ચડ્યાં અને મને કહે છે...ચાલ મારી જોડે ગરબા ગાવા. મેં કહ્યું, સમય નથી, એટલે ચીડાઈ ગયાં.

સુરભિ : એટલે તું કોઈ ફૂલવાળી છે? વેણીઓ વેચીને ગુજરાન ચલાવે છે?

માલતી : ઓ મારી બહેન, મારી કરમકથા તો કરુણાભરી છે.

સુરભિ : મને કહીશ, એથી મનનો ભાર કંઈક હળવો થશે.

માલતી : સમય સાચવી લેવો આ સૂત્ર શીખ્યા પછી મન પર ભાર હું રાખતી જ નથી. હું ગરીબ કુટુંબની કન્યા, ધાર્યું હતું કે દેવ જેવો ભાઈ છે એ કોક દિવસ ગરીબી ટાળશે. એટલા માટે પિતાએ દેવું કરીને એને ભણાવ્યો, પણ એને તો મોટા ઘરની ઓથ મળી. પરણીને પારકો થયો, ગરીબ કુટુંબને ભૂલી ગયો અને મારી જવાબદારી વધી.

સુરભિ : એટલે તારા કુટુંબનું ગુજરાન તું ચલાવે છે?

માલતી : એટલી શકિત તો નથી, પણ મજૂરી કરતી માને કંઈક મદદ રૂપ થાઉં તોય ઘણું છે.

સુરભિ : તારી મા મજૂરી કરે છે?

માલતી : સમયને માન છે. ભાઈ સ્વાર્થી થયો, કરજદાર પિતા નોકરી કરવા માટે બહારગામ ગયા અને નાની બહેન અચાનક બિમાર પડી. એટલે માને મદદરૂપ તો થાવું જોઈએને? દરરોજ વહેલી ઊઠીને બગીચામાં જાઉં છું, ફૂલો વીણી લાવું છું. અભ્યાસમાંથી પરવારી વેણીઓ વેચવા નીકળી પડું છું, અને પાંચ પૈસા મેળવું છું,

સુરભિ : એટલે તું અભ્યાસ પણ કરે છે?

માલતી : બા મારી બહેન, ભણતર તો જીવ સાટે. એ તે કંઈ ભૂલાય? ચાલ, હવે હું જાઉં હોં?

સુરભિ : ઊભી રહે. છાબડીમાં એકાદ વેણી વધી હોય તો મને આપ. ન હોય તો કાલે આપજે, પણ મારા તરફથી આટલી ભેટ સ્વીકાર.

માલતી : પાંચ રૂપિયાની નોટ? ના બા. કોઈની ભેટ સોગાદ કે દયાદાનના પૈસા મને ન જોઈએ. ઉપવાસનું પારણું કરવા જેટલા પૈસા મને મળી ગયા છે.

સુરભિ : ઉપવાસ? શાનો? આજે કોઈ પર્વણી હોય એવું તો મને યાદ નથી.

માલતી : બા મારી બહેન! ઘરમાં મંદવાડ હોય, બચત એમાં તણાઈ જતી હોય અને પગાર આવવાને એકાદ દિવસની વાર હોય ત્યારે હસતે મોઢે એકાદ ઉપવાસ ખેંચી કાઢવો એ જ સાચી પુણ્યપર્વણી. ( ગઈ. )

સુરભિ : અજબ છોકરી છે! હાલત ચોતરફથી લાચાર છતાં જરાય નબળાઈ દેખાડતી નથી. અને હસતી રમતી પોતાનું કામ કર્યે જાય છે. જ્યારે હું કુટુંબને જરાક મદદરૂપ થઈ એમાં મારી કામગીરીને ખૂબ જ મહત્વ આપી રહી છું, કેવી મૂરખ છું? (નંદિની પ્રવેશે છે.)

નંદિની : અરે બાઈ, મુરખ તો હું, કે આવા ગરીબ માણસનું ધ્યાન રાખતી નથી. હવેથી બરાબર ધ્યાન રાખીશ અને એને પૂરેપૂરી મદદ કરીશ.

સુરભિ ? નંદુબહેન!

નંદિની : મને હાથ ન જોડીશ. મારી બહેન? તું તો મને લજાવનારી એટલે નમસ્કાર મારે કરવા જોઈએ.

સુરભિ : વિવેક જવા દો. કહો, મને કેમ બોલાવી છે? તમારો સંદેશો મળ્યો એટલે હું અહીં આવી.

નંદિની : તે તારા વગર મને ભણવું ફાવતું નથી. અને બા રોજ યાદ કરે છે. એટલે મેં તને કહેણ મોકલ્યું.

સુરભિ : કેમ છે બાની તબિયત?

નંદિની : સારી છે. ચાલ એમની પાસે જઈએ.

સુરભિ : ના. ચિત્રાબહેન ન બોલાવે ત્યાં સુધી હું ઘરમાં નહીં આવું.

નંદિની : પણ એ તો બધાં ગયાં.

સુરભિ : ક્યાં?

નંદિની : એ ક્યાંક મેળાવડો છે ને ત્યાં, મને સાથે આવવાનું કહ્યું પણ બાને એકલાં મૂકી જવું ન ગમ્યું, એટલે હું ઘેર રહી અને ચોપડી લઈને વાંચવા બેઠી.

સુરભિ : વારુ, કઈ ચોપડી વાંચવા લીધી છે?

નંદિની : એ તો બાઈ, સતીઓનાં આખ્યાન છે.

સુરભિ : વારુ કયું આખ્યાન વાંચ્યું?

નંદિની : સાવંત્રિ, અરે ભૂલી સાવિત્રી, સત્યવાન સાવિત્રીનું આખ્યાન મને બહુ ગમ્યું, એટલે બહેન મેં તો બે વાર વાંચ્યું.

સુરભિ : નંદુબહેન! જે વાંચો એનો સાર સમજો અને અંતરમાં ઉતારો તો વાંચ્યું સફળ. કહો, સાવિત્રીના જીવનનો સાર શું?

નંદિની : સાર તો છે ને ...છે ને... (ગુંચવાઈ.)

સુરભિ : ગુંચાઈ ન જાવ. કહો સાવિત્રીએ નારી જગતને શું આપ્યું?

નંદિની : આશીર્વાદ.

સુરભિ : એથી કંઈક વિશેષ આપ્યું છે. કહો, સાવિત્રીને દુઃખ શું હતું?

નંદિની : દુઃખ તો છે ને...રાજાની કુંવરી...ઝુંપડીમાં રહેવા આવી અને એનો સસરો આંધળો. કંઈ ઓછું દુઃખ કહેવાય ?

સુરભિ : સસરો પછી, સ્વામીની વાત પહેલી કહો. સત્યવાનના જીવનમાં ઉણપ શું હતી ?

નંદિની : ઉણપ તો છે ને...રાજાનો કુંવર હતો, તોય વખાનો માર્યો જંગલમાં રહેતો'તો અને છે ને...મા બાપની ચાકરી કરતો'તો.

સુરભિ : પણ એનું આયુષ્ય ઓછું એ વાત ખરી ?

નંદિની : અલ્યા, હા, હવે યાદ આવ્યું. છે ને...તે સત્યવાનનું આયુષ્ય એક વરસનું હતું તોય સાવન્ત્રિ...અરે ભૂલી સાવિત્રી એને પરણી. પછી છે ને...વરસ પૂરું થયું, ત્યારે સાવિત્રીએ અપવાસ કર્યા, વ્રત કર્યું અને ધણી ધણીયાણી બેય લાકડાં ફાડવા ગયાં. ત્યાં છે ને તે પીટયો જમ આવ્યો અને...અને...[ રૂએ છે. ]

સુરભિ : શું છે ? શું થયું ? રૂઓ છો કેમ ?

નંદિની : તે બાઇ, સારા માણસને દુઃખ પડે ને આપણને રોવું ન આવે ?

સુરભિ : વાહ ! તમે ઝાઝું ભણો કે ન ભણો પણ આ ભાવના, આ લાગણી, આ ભોળપણ ન જાય એટલું ધ્યાન રાખજો. ચાલો, આંસુ લૂછી નાંખો. એ વાતને તો જમાના વીતી ગયા. આપણે એમાંથી સાર ખોળવાનો છે, કંઈક શીખવાનું છે બોલો, સાવિત્રીના જીવનનો સાર શું ?

નંદિની : સાર તો છે ને...સતી નારીએ જમને જીત્યો.

સુરભિ : બરાબર સ્ત્રી ધારે તો વિધિનાં વિધાન ખોટાં પાડી શકે અને સાક્ષાત્ કાળને પણ જીતી શકે. આ એની મહત્તા.

નંદિની : ઓ મારી બાઈ, આ તો બધી મોટી વાતો, એ મને સમજાશે નહીં. અને આવડશેય નહીં, મને આવડશે એક જ કામ.

સુરભિ : એ કયું ?

નંદિની : યાદ કર, એક દી તું જ ગાતી'તી ને ? એ તારું ગીત.

સુરભિ : કયું ગીત ?

નંદિની : ચાકરી.

ગીત

બીજું કંઈ એ ના આવડે, આવડશે ચાકરી,
મારું નસીબ ઘડશે ચાકરી.
માની લઈશું બધું સાંપડયું જો સાંપડશે ચાકરી.
મારું નસીબ ઘડશે ચાકરી.
સેવાભાવે ગુણનાં ગૌરવ અર્પણ કીધાં કંઈકને.
વડીલજનોનાં આશિર્વચન અમૃત દીધાં કંઈકને.
જીવનપંથે જ્યોતિ રૂપે સહેજે જડશે ચાકરી,
મારું નસીબ ઘડશે ચાકરી.
નાને મોઢે મોટી વાતો, ત્યાગ, તપ અને સતની,
સહનશીલતા એ જ કસોટી છે સ્ત્રીના દૈવતની,
એ હશે તો કલ્પતરુ આંગણુ થઈ પડશે ચાકરી,
મારું નસીબ ઘડશે ચાકરી.

## અંક પહેલો

### પ્રવેશ ચોથો

દૃશ્ય : બંગલાનું દીવાનખાનું

પાત્રો : ચિત્રલેખા, મંગુ, નંદિની, મંજુબહેન, વસુમતી, જયા, સુરભિ, માલતી, શારદા.

[ ગુસ્સામાં ઊભેલી ચિત્રા, એના પગમાં માથું મૂકીને દયા માગતી કામવાળી મંગુ. ]

મંગુ : દયા કરો બહેન! મારા પર દયા કરો. બાને મળવા આજે સવારે કોણ આવ્યું હતું એ હું કંઈ જ જાણુતી નથી. મારા પર દયા કરો. હું સાચે જ કહું છું.

ચિત્રા : તારો બચાવ પછી. પહેલાં એ કબૂલ કર, ગુમાનથી નોકરી મૂકી ચાલી ગયેલી પેલી સુરભિ દરરોજ તારે ત્યાં આવે છે એ વાત ખરી?

મંગુ : હા. સુરભિ બહેન આવે છે, પણ મારે ત્યાં નહીં. માલતી બહેનને ત્યાં અને એ ન હોય તો થોડી વાર મારે ત્યાં આવી બેસે છે.

ચિત્રા : અને નંદિનીને મળવા બોલાવે છે ખરું ને? સાચું બોલ, ક્યારે આવી હતી? નંદુ એને બાની પથારી પાસે લઈ ગઈ ત્યાં શું વાતો થઈ?

મંગુ : મને કાંઈ ખબર નથી.

ચિત્રા : જૂઠું. હજી પણ કહું છું કે સાચું બોલ.

નંદિની : શું છે ચિત્રાબહેન ? શું કામ ગરીબડી નોકરડીને ધમકાવો છો ? જે પૂછવું હોય તે મને પૂછો.

ચિત્રા : તમને ? તમારામાં આવડત હોત તો ઘરમાં કલહ ન હોત, પરાયાં માણસો સરજોર ન થયાં હોત, ઘરના નોકર ચાકરો ચોરી કરતા ન થયા હોત.

નંદિની : ચોરી ? કોણે કરી ? આ ગરીબ બાઈએ ? હું ન માનું.

ચિત્રા : નથી માનતાં ? આંખો ઉઘાડીને જુઓ, એણે પહેરેલી સાડી કોની ? મારી. મને પૂછ્યા વિના નોકરડી મારાં કપડાં પહેરવાની હિંમત કરે છે. વધુ પુરાવો જોઈતો હોય તો એની ઓરડીમાં જઈને જુઓ, ગઈ કાલે આવેલો ફળનો આખો કરંડિયો એની ઓરડીમાં પડ્યો છે.

નંદિની : બસ આટલું જ ને ? એ તો છે ને...ચિતરાબેન...એ પાછી ભૂલ થઈ. ચિતરા કહીશ તો તમે ચીડાઈ જશો; ચિત્રાબહેન ! આ સાડી મેં જ એને આપી છે. તમને એનો રંગ ન ગમ્યો. છપામણી ન/ગમી એટલે ડૂચો વાળીને તમે જ જૂનાં કપડાંમાં ફેંકી દીધી. તે મેં એને પહેરવા દીધી એમાં કંઈ ખોટું કર્યું છે ? હવે ફળના કરંડિયાની વાત કહું ? બે દિવસ પહેલાં આવેલો કરંડિયો...એમ ને એમ પડી રહ્યો, એટલે ફળ સડવા લાગ્યાં. તમે કહ્યું ફેંકી દો. તે ફેંકી દેવાને બદલે મેં એની ઓરડીમાં મોકલ્યો. એમાંથી સડેલાં ફેંકી દે અને સારાં હોય એ એનાં ભાઈભાંડુ ખાય એમાં કાંઈ વાંધો છે ? કેમ ન ગમ્યું ? "ફૂલડાં છે સર્વ બાળ સરખાં પ્રભુનાં" આવાં ગીત ગરબા લખો છો, બહેનપણીઓ પાસે ગવરાવો છો અને ગરીબની આટલી દયા ખાઉં એય તમને નથી ગમતું ?

ચિત્રા : મને મ્હેણાં દેવાની હિંમત ?

નંદિની : મ્હેણાં શેનાં? સાચું હોય એ બીક રાખ્યા વિના કહી દેવું, આ તો છે ને...તમે જ શિખવ્યું છે.

ચિત્રા : નહીં. આ બધી પેલી સુરભિની શિખામણ. [ મંજુ પ્રવેશ : એણે છેલ્લું વાક્ય સાંભળ્યું.]

મંજુબહેન : સુરભિના નામ પર આટલો બધો તિરસ્કાર?

ચિત્રા : હા મંજુબહેન, તમે એને આ ઘરમાં થોડા દિવસ નોકરી અપાવી ત્યારથી ઘરમાં કલહ પેઠો છે. અને મારી ભલી માતાની મમતા હું ખોઈ બેઠી છું.

મંજુબહેન : એમાં તારી ભૂલ તને ક્યાંય દેખાતી નથી ચિત્રા? તુ મારી બહેનપણી, સંસ્કારી, ચારિત્ર્ય શીલ અને આદર્શનું ગુમાન રાખનારી, કોઈના કહેવાથી તુંય આડે રસ્તે દોરવાઈ ગઈ? પણ એ કેટલી નિઃસ્પૃહી અને એનાં માતાપિતા કેટલાં ખાનદાન છે એનું પ્રમાણ આપું? આજે સવારે તારી માતાએ મને બોલાવી અને પોતાનું બધું જ ઘરેણું એને ભેટ આપવા માટે મને આપ્યું, પણ એના માતાપિતાએ ભેટ સ્વીકારવાની સાફ ના પાડી. આ રહ્યું એ ઘરેણું [ઘરેણાની પેટી આપી] અને આભાર માનવા સુરભિ અહીં આવે છે.

નંદિની : કાં બહેન? હવે તો સાચખોટાનાં પારખાં પડ્યાં ને? અદેખી વસુમતીએ કહ્યું અને તમે માન્યું? પૂછીને ખાતરી કરો. એ જ અહીં આવે છે. [વસુમતી પ્રવેશ]

વસુમતી : આ જ ઘર, બિચારી ગરીબડી બહેનપણીનાં પગલાં હું અહીંથી ટાળવા ગઈ તો અહીં આવતાં આજે મારા જ પગ ધ્રૂજી રહ્યા છે.

ચિત્રા : શું છે વસુ? ગભરાયેલી કેમ?

મંજુબહેન : અને આ શું? તારાં કપડાં પર લોહીના ડાઘ?

વસુમતી : એ લોહીનાં છાંટણાંએ જ મને મારી પામરતાનું ભાન કરાવ્યું, કારણ કે પાપ મેં કર્યું અને પ્રાયશ્ચિત્ત એણે કર્યું.

ચિત્રા : કોની વાત કરે છે?

વસુમતી : અપકારનો બદલો ઉપકારથી વાળી આપનાર મારી સાચી બહેનપણી. હું હજી પણ એનાં છિદ્રો ખોળતી, એને બદનામ કરતી, અદેખાઈની આગથી બળતી એને માટે ફરિયાદ કરવા આવતી હતી ત્યાં માર્ગમાં ગાડી અટકી, મેં ગાડી પડતી મૂકી. હું પગે ચાલતી અહીં આવતી હતી ત્યાં કોઈ હીણા માણસની નજર મારાં ઘરેણાં પર પડી. રસ્તાના વળાંક આગળ એનો હાથ મારા પર પડ્યો બૂમો પાડવા જતાં ચમકતી છરી સામે દેખાઈ અને હું લાચાર બની ત્યાં...

ચિત્રા : ત્યાં શું થયું? કહે તારો બચાવ કોણે કર્યો?

વસુમતી : જેને બદનામ કરવામાં મેં બાકી રાખ્યું નથી, એણે.

મંજુબહેન : સુરભિએ?

વસુમતી : હા. અચાનક ક્યાંકથી આવી ચઢી. પવિત્રતાના તેજમાં શું તાકાત હોય છે એનું મને ભાન થયું અને હીણા માણસના હાથમાંથી છરી ઝુંટવાઈ પણ જખમ એને થયો, અને છાંટણાં મને છંટાયાં.

મંજુબહેન : અને તું એને જખમી હાલતમાં રસ્તા પર મૂકી અહીં ચાલી આવી?

વસુમતી : એ પાટો બાંધવા માટે માલતીની ઝૂંપડી તરફ ગઈ અને હું અહીં આવી.

નેપથ્યે : આગ......આગ......

ચિત્રા : આગ ક્યાં લાગી છે?

જયા : આગ લાગી છે પેલી ફૂલવાળી માલતીની ઝૂંપડીમાં. એ બિચારી ઘરમાં નથી. અને એની નાની બહેન સપડાઈ ગઈ છે. નોકરચાકરો બધા જ એ તરફ ગયા છે. અને એને બચાવવાની કોશિષ કરી રહ્યા છે.

મંજુબહેન : અને આપણે જોઈ રહીશું? ચાલો. ( બધાં ગયાં. )

[ દૃશ્ય પરિવર્તન ]

## પ્રવેશ પાંચમો

સ્થળ : બંગલાની પાછળનો ભાગ

(લતામંડપ, ભગવતી શારદાની પ્રતિમા. ત્યાં સુરભિ નાની છોકરી શારદાને લઈ પ્રવેશ કરે છે.)

સુરભિ : બહેન! મુંઝાઈશ નહીં. તું બચી ગઈ છે, અને આગ બુઝાઈ રહી છે.

શારદા : તમારા પ્રતાપે, તમે ન હોત તો મને બચાવવાની કોઈની હિંમત નહોતી.

માલતી : ક્યાં છે, મારી બહેન? મારી ગરીબડી બહેન?

સુરભિ : આ રહી.

શારદા : બહેન! કોઈની હિંમત નહોતી. પણ આ ભલી બહેને મને બચાવી લીધી. (વસુમતી, ચિત્રા, જયા, મંજુબહેન, બધાં જ દોડતાં આવ્યાં.)

વસુમતી : તને એકને નહીં. પણ અદેખાઈની આગમાંથી મને પણ બચાવી લીધી છે. આ શું...તારો હાથ દાઝી ગયો છે? એક હાથ મારે ખાતર લોહી નીતરતો થયો અને બીજો હાથ...

ચિત્રા : જા. જલદી ડૉક્ટરને બોલાવ અને બહેન, મને ક્ષમા કર. મેં તને ન ઓળખી. મારા અપરાધોની ક્ષમા કર.

સુરભિ : ક્ષમાયાચના માતા શારદા પાસે. આપણે બધાં જ એની ઉપાસના કરનારાં. દીનભાવે હું એની પાસે એ જ માગું છું.

"રાગદ્વેષ સઘળા ટળે, જાગે આતમજ્ઞાન,
મા કુમારી શારદા, યાચું એ વરદાન."

(હસતે મોઢે શારદાની પ્રતિમા આગળ બેસવા જતાં સુરભિ બેહોશ થઈ ગઈ અને શારદાના હાથમાંથી સ્ફટિકમાળા એના કંઠમાં પડતી હોય એવો ભાસ થયો.]

# દેવી નંદા

આ નાટિકા જૈન સાહિત્ય ઉપરથી લખેલી; અને તે અભયકુમારની કથા પરથી. માત્ર ચાર જ પ્રવેશો છે. જૈન સાહિત્યમાં અભયકુમારની બુદ્ધિ માટે એટલું બધું માન છે કે બેસતે વર્ષે એનું આવાહન થાય છે. એ અભયકુમાર આ નાટકનું મુખ્ય પાત્ર.

# પાત્રસૂચિ

૧ અભયકુમાર

૨ નંદાદેવી

૩ શ્રેણિક

૪ સુરેખા

પનિહારીઓ બાળકો, અમાત્ય વગેરે

નોંધ : શકુન્તલા ગર્લ્સ હાઇસ્કૂલ માટે "દીકરી" નાટિકા પછી
આ બીજી એક નાટિકા લખી ભજવવા આપી હતી.

## પ્રવેશ પહેલો    સ્થળ : સરોવરનો કિનારો

પાત્રો : નંદા, સુરેખા, પનિહારીઓ અને શ્રેણિક

( પનઘટ પર પનિહારીઓ નંદાદેવી સાથે આવે છે ત્યાં સુરેખા દોડતી પ્રવેશે છે. )

સુરેખા : બહેન, એક કૌતુક !

નંદા : શું છે ?

સુરેખા : હું ઘાટ પર બેસીને માળા ગૂંથતી હતી, ત્યાં દેવાંશી જેવો કોઈ અજાણ્યો પ્રવાસી આવી ચઢયો, જેવો પ્રવાસી એવો જ તરવરીઓ તોખાર, બહેન ! જુઓ, અહીં જ આવે છે.

શ્રેણિક પ્ર. : જય જિનેન્દ્ર. આ શહેરમાં ક્યાંય અતિથિને ઉતારો મળશે ખરો કે ?

નંદા : ઘેર ઘેર. આ દેશ એવો કૃપણ નથી જે અતિથિને આદર ન આપે. પણ આપ કોણ છો ? આપનું નામ ?

શ્રેણિક : માનવનું મૂલ્ય એના નામથી નહીં, એના કામથી અને અને સદ્‌ગુણોથી છે

નંદા : ભલા, આવો છો ક્યાંથી ?

શ્રેણિક : આવું છું ક્યાંથી ? ( વિચાર કરી ) આ મારું સ્થાન. ( ચંપાનું ફૂલડીટું કાપી આગળ ફેંકે છે. )

માલતી : બહેન, આનો અર્થ શું ?

નંદા : નથી સમજતી ?

માલતી : પણ સમજવું શું ? રહેવાનું સ્થળ ફૂલો ? તે શું ભમરો હશે કે માળી હશે ?

નંદા : અરે ગાંડી, ભમરો નથી ને માળીયે નથી. કહે ભારતવર્ષના કયા નગરનાં નામ ફૂલો ઉપર ? કુસુમો ઉપર ? ( યાદ કરી ) નથી સમજાતું ? કુસુમપુર. એમાંય આ ચંપાનું ફૂલ છે. એટલે ચંપાપુરી. એની પાસ રાજગૃહી. અતિથિ ! આપનો નિવાસ અમે સમજ્યાં. ભલા, તમે અમારા શહેરમાં ક્યાં સુધી રહેવાના છો ?

શ્રેણિક : એટલે શું ? મહેમાન કેટલું રહેવાનો છે એ જાણ્યા પછી મહેમાની કરવી, એવો અહીંનો રિવાજ છે ?

નંદા : એ તો જેવી મહેમાનની યોગ્યતા. ભલા, આપની સાથે કોઈ છે કે આપ એકલા છો ?

શ્રેણિક : મારી સ્ત્રી અને મારો મિત્ર મારી સાથે જ છે.

નંદા : તમારી સ્ત્રી ?

શ્રેણિક : આ રહી. સદાય વામ ભાગે રહેનારી, શત્રુઓથી રક્ષણ કરનારી. અને કર્તવ્ય શિખવનારી આ મારી સાચી સહચરી.

નંદા : બરાબર. અને મિત્ર કયો ?

શ્રેણિક : મારો તોખાર.

નંદા : એ પણ બરોબર. અતિથિ, તમારા પરિવાર સાથે હું તમને મારે ત્યાં આવવાનું આમંત્રણ આપું છું.

શ્રેણિક : પણ ક્યાં ? તમારું નામ ? ઓળખાણ ? તમારું કાંઈ કામ ઠેકાણું ?

નંદા : ખોળી કાઢજો ને ?

શ્રેણિક : પણ શી રીતે ? કોઈ નિશાની ? કોઈ એંધાણી ?

નંદા : એંધાણી? નિશાની? (દૂર પડેલું એક પીપળાનું પાન લીધું. ઉપર નખથી અને કંકુથી નિશાન કર્યું.)
લ્યો, આ નિશાની. ખોળી કાઢજો ને! ખોળતા ખોળતા આવજો. નમસ્કાર.

માલતી : બહેન, આ શું કર્યું?

નંદા : કેમ? ચંપાકળીથી એણે આપણી પરીક્ષા કરી, તો આપણે એની પરીક્ષા કાં ન કરીએ? ચતુરાઈ હશે તો આપોઆપ ખોળી કાઢશે, અને ચતુરાઈ ન હોય તો બીજાની પરીક્ષા કરતાં વિચાર કરશે. (બધાં જાય છે.)

શ્રેણિક : લાગે છે ચતુર શ્રેષ્ઠી કન્યાઓ, પરીક્ષા કરવાં જતાં મારી પણ પરીક્ષા થઈ ગઈ. સંકેત શું છે? અશ્વત્થ–પીપળો, વૃક્ષોનો રાજા એટલે ધનિકોનો રાજા. નગરશેઠ. નિશાન શું કર્યું છે? ત્રણ રેખાઓ ભેગી થાય ત્યાં નખનું નિશાન કર્યું છે. એટલે ત્રણ રાજ્યમાર્ગો ભેગા થતા હોય એવો પહેલો નહિ પણ બીજો ચોક. અને હવેલી આગળ કદાચ પીપળાનું વૃક્ષ હશે. બીજું નિશાન કુમકુમનું, કુમકુમ, સૌભાગ્ય, શ્રેષ્ઠીનું નામ, કદાચ સૌભાગ્ય હોય? વિદેશનો પ્રવાસ કદાચ અહીં જ અટકે અને જિંદગીનો આ દિવસ કદાચ શુકનવંત બની જાય. (જાય છે.)

## પ્રવેશ બીજો

સ્થળ : સૌભાગ્ય શેઠનું ઘર

પાત્રો : નંદા, સુરેખા અને શ્રેણિક

(નંદા એકલી પ્રવેશે છે.)

નંદા : પેલા મહેમાન હજી ન આવ્યા. સંકેત નહિ સમજ્યા હોય કે પછી બેપરવા હશે? હશે. એના વિચાર શા માટે?

સુરેખા : (પ્રવેશીને) વિચારનો અંત એમ નહિ આવે બહેન, મહેમાન આવી ગયા.

નંદા : ક્યાં છે?

સુરેખા : એ આવે. દ્વારમાં આવતાં જ પગ ધોવા પાણી માંગ્યું. મેં એક કટોરીમાં સમાય એટલું જ પાણી આપ્યું. એમણે યુક્તિપૂર્વક એટલાથી એમનું કામ તો પતાવ્યું. અને એટલી ટકોર જરૂર કરી કે પાણીમાંય કરકસર?

નંદા : શું કહ્યું? (શ્રેણિક પ્રવેશે છે.)

શ્રેણિક : બિલકુલ ખરું. જ્યાં કરકસર થતી હોય ત્યાં મહેમાનીમાં શું આશા રાખી શકાય?

સુરેખા : અતિથિ! પાણી જોયા વિના પાણી કેમ આપી શકાય?

શ્રેણિક : પાણી જોવું છે? શાનું? વચનનું, બુદ્ધિનું, ખડ્ગનું, કટારનું, મોતીનું, તોખારનું? જગતમાં ઘણી યે પાણીદાર વસ્તુઓ છે.

નંદા : બહેન આ ચર્ચા જ ખોટી. અતિથિ, અપમાન લાગ્યું હોય તો ક્ષમા ચાહું છું. કહો, આપને કેમ વાર લાગી? ઘર ખોળવું પડ્યું?

શ્રેણિક : નહિ. ઘરધણીના આમંત્રણ સિવાય કોઈને ત્યાં મહેમાન ન થવું, આ મારો નિયમ; એટલે હું તમારા પિતા પાસે ગયો. અને એમના આગ્રહથી જ અહીં આવ્યો.

નંદા : બહેન રેખા, મેડી પર જા અને મહેમાનના ઉતારાની તૈયારી કર. અતિથિ, કયા નામથી હું તમને બોલાવું ?

શ્રેણિક : ગોપાલ.

નંદા : ગો...પાલ ..ગો એટલે ઇન્દ્રિયો, ગો એટલે પૃથ્વી, ગો એટલે ગાય. આ બધામાં કોનું પાલન કરો છો ?

શ્રેણિક : ( નિસાસો નાખી ) અત્યારે તો હું કોઈનું યે પાલન કરતો નથી.

નંદા : ન ગમતું હોય તો વધારે નહીં પૂછું, કહો, શહેર જોયું ?

શ્રેણિક : હા જોયું, કોટિધ્વજ એક કરતાં વધારે છે. પણ કીર્તિ, સંપત્તિ અને ધર્મનો સુમેળ તો આ એક જ ઘરમાં જોયો.

નંદા : અમારા કુટુંબ પર શાસન દેવતાની એટલી કૃપા છે. ભાગ્યશાળી અતિથિ, કહો તો ખરા કે કેમ નીકળવું પડયું છે ? માતાપિતાએ ઠપકો દીધો છે ? ભાઈભાંડુથી લડયા છો ? વિધિની નિર્દયતાનો ભોગ થયા છો કે કુળલક્ષ્મી મેળવવા નીકળ્યા છો ? પાછો નિસાસો નાખ્યો ? નથી કહેવું ? એ વાત હવે નહિ પૂછું. કહો, ભોજનમાં શું ભાવશે ?

શ્રેણિક : જે મળે તે.

નંદા : પહેલા જ પરિચયમાં આપણે વધારે છૂટ લઈએ છીએ એમ તમને લાગે છે ?

શ્રેણિક : એનું કારણ છે. કેટલાંક માણસો સાથે વર્ષો સુધી રહીએ છતાં આપણે એની જોડે ભળી શકતાં નથી. જ્યારે કેટલાં-

કને જોતાં જ જાણે જૂનાં સંબંધી હોઈએ, એમ વગર સંકોચે ભળી જઈએ છીએ.

નંદા : એનું કારણ ?

શ્રેણિક : પૂર્વજન્મનો સંબંધ. શું હશે, ક્યાં હશે, એ તો આપણે જાણતાં નથી. કુદરત જાણે છે. ઋણાનુબંધ પ્રમાણે મેળવે છે ને વિખૂટાં પાડે છે.

નંદા : ચાલો, હું આપને નિવાસ બતાવું ? અરે રેખા, દીપક લાવ.

શ્રેણિક : દીપક ? અત્યારે ?

નંદા : સુજ્ઞ પરદેશી. દીપકનાં અનેક કાર્ય છે. દીપક દેવને રીઝવે છે. દીપક આરતી ઉતારે છે. અને દીપક અંધારાં પણ હરે છે. પછી તે મનનાં હો, ભવનનાં હો કે જીવનનાં હો.

(બંને જાય છે.)

(બીજા અને ત્રીજા પ્રવેશ વચ્ચે બાર વર્ષનું અંતર છે.)

## પ્રવેશ ત્રીજો

સ્થળ : બગીચો.

પાત્રો : અભયકુમાર, છોકરાઓ, નંદા.

( અભયકુમાર છોકરાઓ સાથે પ્રવેશ કરે છે. )

અભય : દોસ્તો ! આપણામાંના કોઈએ કોઈ બાઈના ઘડા પર નિશાન તાક્યું ને ઘડો ફૂટી ગયો. કહો, કોણે કર્યું આ પરાક્રમ ?

કુન્તલ : મેં કર્યું છે. ઘડા પર એક કળશ હતો, તે ઉડાવવા જતાં નિશાન ચૂક્યો ને ઘડો ફૂટ્યો એમાં શું થયું ?

અભય : શું થયું ? આપણી મા–બહેનના ઘડાઓ શું નિશાન તાકવા માટે છે ? આજે ઘડા પર નિશાન તાક્યું, કાલે કોઈના માથા પર નિશાન તાકશો.

ઉદયન : હશે ! ભૂલ થઈ, માફ કરો !

અભય : ભૂલ નથી, નિયમનભંગ છે, અપરાધ છે; કુન્તલ ! હું તને મારી ટોળીમાંથી દૂર કરું છું.

કુન્તલ : મને કાઢી મૂકનાર તું કોણ ?

અભય : હું તમારો આગેવાન ?

કુન્તલ : હું કોઈને આગેવાન માનતો નથી. હું રાજવંશી છું.

અભય : રાજવંશી માણસ ઓળખાય એના ગુણોથી અને એના લક્ષણોથી. એ લક્ષણો છે ખરાં ? મોટા કુળમાં જન્મ્યો એથી શું તું મોટો થઈ ગયો ?

કુન્તલ : ત્યારે તું કયા કુળમાં જન્મ્યો એનું ય તને ભાન છે

ખરું ? તારો પિતા કોણ છે ? કોઈ અજાણ્યો પરદેશી, કુળ, ગોત્ર, ખાનદાની કોઈ જાણે છે ખરું કે ?

ઉદયન : ઉપકાર માન કે અમે તને માન દઈએ છીએ, બાકી તું અમારી સાથે રમવાને પણ લાયક નથી. (બધા છોકરા જાય છે.)

અભય : અભિમાની કુન્તલે શું કહ્યું ? મારા પિતા કોણ ? કયા વંશના એ કોઈ જાણતું નથી. માતાને તથા દાદીને પૂછું છું કે મારા પિતાજી કયાં છે ? તો કહે છે કે પરદેશ ગયા છે, શું આ બધી ખોટી વાત ?

નંદા : (પ્રવેશીને) છોકરાઓ, કેમ આજે જલ્દી ચાલી ગયાં ? કુમાર એકલો છે ! અભય ! અભયકુમાર ! શું થયું ? મને જોતાં જ વહાલથી ભેટી પડતો, એને બદલે હું બોલાવું છું ને તું જવાબ પણ નથી આપતો ? ભાઈ, શું થયું ?

અભય : માતાજી. મોત મીઠું લાગે એવું અસહ્ય દુઃખ કયું ?

નંદા : તને નહિ પહોંચું. તું શસ્ત્ર અને શાસ્ત્ર બંનેમાં આગળ વધ્યો છે. તું જ કહે, જીવવું ન ગમે એવું અસહ્ય દુઃખ કયું ?

અભય : અબળાને ખોટું આળ અને પુરુષને અપમાન.

નંદા : અપમાન ! તારું કોઈએ અપમાન કર્યું ?

અભય : હા, સાથે રમનાર દોસ્તોએ. મા, મારા પિતા કોણ ? એમનો વંશ કયો ? એમનું કુળગોત્ર કયું ? તમે જાણો છો ? પરદેશ ગયા છે, આવો ટૂંકો જવાબ નહીં, મિત્રોને ગર્વથી કહું એવો જવાબ જોઈએ.

નંદા : એ તો હું પણ નથી જાણતી. દેવાંશી જેવા એ પરદેશી અચાનક અહીં આવ્યા અને રહ્યા. માતાપિતાની અનુમતિથી મેં એમની જોડે લગ્ન કર્યાં, પણ ભૂતકાળ કહેવાની

એમની ઇચ્છા નહોતી, એટલે મેં નથી પૂછ્યું. કદાચ મારા પિતાએ પૂછ્યું હશે, પણ એ તો નથી. હવે કોને પૂછું? તારા પિતા ગયા ત્યારે વચન દઈ ગયા હતા કે છ માસમાં પાછો આવીશ. એ વાતને પણ આજે બાર વર્ષનાં વ્હાણાં વાઈ ગયાં.

અભય : એમનો દેશ, નગર, એ કંઈ તમે જાણો છો?

નંદા : દેશ મગધ અને નગરી રાજગૃહી.

અભય : બસ, વધુ વિગત મારે નથી જોઈતી. હું જઈશ. દેશોદેશ, ગામે ગામ એમને ખોળીશ. અને પત્તો મેળવીશ તો જ પાછો આવીશ.

નંદા : ક્યાં જાય છે?

અભય : જીવનસિદ્ધિ માટે

નંદા : મારી રજા વિના? હું તને નહિ જવા દઉં.

અભય : તો હું લાગ જોઈને નાસી જઈશ.

અભય : એકલો?

અભય : કર્તવ્યપન્થે એકલા જ જવાનું હોય છે.

નંદા : તને ભય નહિ લાગે?

અભય : મને ભય? મારું નામ શું? અભયકુમાર! હું ખરેખરો અભય હોઈશ તો વનરાજો મને માથાં નમાવશે, પર્વતો માર્ગ આપશે, અને વૃક્ષો છત્રછાયા કરશે! મા, હું શત્રુઓને કહીશ કે માર્ગ આપો? મિત્રોને કહીશ, પાછળ આવો.

નંદા : ધન્ય મારા બાળક! તારે જવું હોય ત્યાં ચાલ, હું પણ તારી સાથે આવીશ,

અભય : તમે સાથે આવો કે ન આવો, મારો માર્ગ, મારું કર્મ, હું મારા બળથી કરી લઈશ.

પ્રવેશ ચોથો                    સ્થળ : રાજમહાલયનો એક ખંડ

દૃશ્ય : રાજા બિંબિસાર (શ્રેણિક) એના અમાત્યો વચ્ચે ઊભેલો છે.

શ્રેણિક : મહારાજ્યના સંચાલન માટે, સેંકડો મંત્રીઓ અને સલાહકારો મળી ચૂક્યા. પણ બધા પર શ્રેષ્ઠતા ભોગવે એવો બુદ્ધિમાન મહામંત્રીશ્વર મને નહીં મળે? એક સામાન્ય પરીક્ષા? પાણી વગરના કૂવામાં મુદ્રા ફેંકી છે. અંદર ઊતર્યા વિના મુદ્રા બહાર લાવવી છે. તે શું કોઈને સૂઝતું નથી? મંત્રેશ્વર! દાંડી પીટનારો કેટલા દિવસથી દાંડી પીટે છે?

મંત્રીશ્વર : આઠ દિવસથી.

શ્રેણિક : અને કોઈને સૂઝતું નથી? શું મહારાજ્યમાં બુદ્ધિની ખોટ પડી ગઈ કે આવું સામાન્ય કામ કોઈથી થતું નથી?

પ્રતિહાર : દેવનો જય.

શ્રેણિક : શું છે?

પ્રતિહાર : વધાઈના સમાચાર. દાંડી પીટનાર હાજર થયો છે. અને કહે છે કે પાણી વગરના કૂવામાંથી વીંટી કાઢવાનું કામ એક બુદ્ધિમાને પાર પાડ્યું છે.

શ્રેણિક : વીંટી બહાર કાઢી? પોતે અંદર ઊતર્યો સિવાય?

પ્રતિહાર : જી હા. યુક્તિથી, બુદ્ધિથી.

શ્રેણિક : કોણ છે એ બુદ્ધિમાન?

પ્રતિહાર : બાર વર્ષ પણ જેને પૂરાં થયાં નથી એવો એક નિર્દોષ બાળક.

શ્રેણિક : બાળક? મોટા પ્રધાનો, મોટા બુદ્ધિમાનો જે કામ ન કરી શક્યા તે કામ બાળકે કર્યું?

અભય : બાળકને તુચ્છ માનો છો મહારાજ? તપસ્યા કરનાર ધ્રુવ બાળક હતા, પ્રહ્લાદ બાળક હતા, કંસને સંહારનાર યદુનાથ કૃષ્ણ અગિયાર વરસ અને બાવન દિવસના બાળક હતા.

શ્રેણિક : આ જ એ બાળક?

પ્રતિહાર : હા મહારાજ. બુદ્ધિમાન બાળક! મહારાજ શ્રેણિકને માથું નમાવ!

અભય : માતા, પિતા, સદ્‌ગુરુ અને ભગવાન વીતરાગ સિવાય હું કોઈને માથું નમાવતો નથી.

શ્રેણિક : તારું નામ?

અભય : જે કોઈથી ન હારે તે. જે શૂરાઓને સાહસ કરવા પ્રેરે તે. જે ત્યાગીથી દૂર અને રાગીને ડગલે ડગલે હોય છે તેનાથી મુક્ત.

શ્રેણિક : તે શું ભય? તારું નામ શું ભયહીન? નિર્ભય, અભય છે!

અભય : જી.

શ્રેણિક : ખાલી કુવામાંથી વીંટી તેં બહાર કાઢી?

અભય : જી. આ રહી.

શ્રેણિક : શાબાશ. મારા વચન મુજબ હું તને મારા પ્રધાનોનો અગ્રેસર બનાવીશ.

મંત્રીશ્વર : અમારો અધિકારી એક છોકરો ?

પ્રધાન : બનવાજોગ છે કે એને કોઈએ શિખવ્યું હોય.

શ્રેણિક : એટલે એની પ્રતીતિ નથી ? જ્ઞાનવૃદ્ધને માથું નમાવતાં શરમ આવે છે ? વારુ. બીજી પરીક્ષા કરીએ. જુઓ ! મારો પાટ હાથી સચેનક ઊભો છે. પહાડ જેવો પ્રચંડ અને પ્રભાવશાળી છે. એનું વજન તમે કરી શકશો ?

મંત્રીશ્વર : પ્રચંડ હાથીનું વજન ? એ શી રીતે થાય ?

શ્રેણિક : બાળક ? તું કરી શકે ?

અભય : રમત વાત છે.

શ્રેણિક : શી રીતે ?

અભય : માતંગને નદી કિનારે લઈ જાઓ. સંભાળપૂર્વક મોટા વહાણમાં ઉતારો, અને વહાણ કેટલું ડૂબે છે. એની નિશાની કરો.

શ્રેણિક : પછી ?

અભય : હાથીને બહાર કાઢો. વહાણમાં પત્થર નાંખો ? નિશાન કર્યું હોય ત્યાં સુધી વહાણને ડૂબવા દ્યો. અને પછી એ પથ્થરોનું વજન કરો, એટલું વજન હાથીનું.

શ્રેણિક : કેમ બરાબર છે ને ?

મંત્રીશ્વર : આ તો બહુ સહેલી વાત.

શ્રેણિક : હવે ? પહેલાં ન સૂઝયું અને કહ્યો કોયડો હવે કોડીનો, ખરું ને ? શંકા રહેતી હોય તો હજી પણ એક કસોટી વધારે. પ્રતિહાર, પેલી પ્રતિમા લાવ ! ( પ્રતિહાર લાવે છે. ) જુઓ, એની એક કારીગર મને હમણાં જ ભેટ આપી ગયો છે. જુઓ, એની ડોકમાં એક મોતીની માળા

છે. બરાબર, ચપોચપ ને બંધબેસતી છે. હવે ગાંઠ છોડવી નથી, દોરો કાપવો નથી અને આખી અકબંધ માળા ગળામાંથી બહાર કાઢવી છે? કાઢી શકશો?

મંત્રીશ્વર : કેમ બને? ક્ષમા કરો મહારાજ...એમ બનવું અશક્ય છે.

શ્રેણિક : બાળક, તું શું કહે છે?

અભય : હમણાં જ કાઢી આપું.

શ્રેણિક : જોજે, ગાંઠ છૂટશે કે દોરો કપાશે તો?

અભય : તો હું મારું માથું આપીશ. પૃથ્વીપતિ! લ્યો, આ આપની માળા જુઓ ગાંઠ છૂટી નથી, દોરો કપાયો નથી ને માળા અકબંધ છે.

મંત્રીશ્વર : પણ આ તો પૂતળાનું માથું કાપી નાખ્યું.

શ્રેણિક : તે તમારે પણ એમ કરવું હતું, મેં ક્યાં તમને ના પાડી હતી, હવે વિરોધ કે કસોટીની જરૂર નથી. આ કુમાર બધા બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ પુરવાર થયો છે. બાળક! નાની ઉંમરમાં આટલું જ્ઞાન તને ક્યાંથી મળ્યું?

અભય : કદાચ પૂર્વજન્મનો સંચય હશે.

શ્રેણિક : વારુ કયા કુળને શોભાવ્યું છે.

અભય : રત્નની પરીક્ષા એના ચળકાટથી કયાં સર્જાયું છે, એ જાણવાની શી જરૂર?

શ્રેણિક : મને આડો જવાબ આપનારનું માથું પડી જવું જોઈએ. આ મારો સ્વભાવ. એને બદલે આ બાળકની તીખી વાણી સાંભળવી મને ગમે છે. બાળક, તું ગમે તેવા કુળમાં જન્મ્યો હોઈશ, તો પણ હું તને માન આપીશ. કહે, તારા માતાપિતાનું નામ?

અભય : માતાનું નામ દેવાની જરૂર નથી. પિતાનું નામ દેવામાં ગૌરવ નથી.

શ્રેણિક : કારણ?

અભય : કારણ કે પિતા સત્ય ચૂક્યા છે. વિશ્વાસ જાળવ્યો નથી. આપેલું વચન પાળ્યું નથી. અને એ વચનભ્રષ્ટને ખોળવા હું નીકળ્યો છું. [જવા માંડે છે.]

શ્રેણિક : જાય છે ક્યાં કુમાર? તારા પિતાએ કોને આપેલું વચન નથી પાળ્યું? કોની સાથે વિશ્વાસઘાત કર્યો?

અભય : ભોળી અબળા સાથે. ગોપાલ નામધારી પરદેશીએ પોતાના એક પણ વચનનું પાલન કર્યું નથી.

શ્રેણિક : (સ્વગત) ગોપાલ! મહારાજ્ય મેળવ્યા પહેલાં હું આ જ નામે વિદેશમાં વિચરતો હતો. મેં પણ એક કુલીન કન્યા સાથે લગ્ન કર્યાં હતાં, અને વચન આપીને ચાલ્યો આવ્યો છું. અને બાર વર્ષ વીતી ગયાં છતાંય મેં મારું વચન પાળ્યું નથી. આ બાળકને આ બનાવો સાથે કાંઈ સંબંધ હશે?

અભય : મહારાજ, હવે મને જવાની રજા છે?

શ્રેણિક : નહીં. અભય, હું પણ વચનભ્રષ્ટ થયો છું, મેં પણ વિશ્વાસઘાત કર્યો છે, મેં પણ કુલીન કન્યા સાથે લગ્ન કરી બાર બાર વર્ષથી તજી દીધી છે. કહે! તારી માતાનું નામ?

નંદા : (અંદરથી) કુમાર! અભયકુમાર?

શ્રેણિક : કોનો અવાજ?

અભય : મારી માતાનો.

નંદા : (પ્રવેશ) કુમાર! હું ક્યારની તને ખોળું છું ને તું...

શ્રેણિક : કોણ નંદાદેવી?

નંદા : અને તમે ગોપાલ નામધારી પરદેશી?

અભય : નહીં. ભારતસમ્રાટ્ મહારાજ શ્રેણિક.

શ્રેણિક : હું તમારો અને તમારા પિતાનો અપરાધી. મેં આપેલું વચન પાળ્યું નથી. રાજ્યની અનેક ઉપાધિઓમાં હું તમને બાર બાર વર્ષ વીસરી ગયો છું. મને ક્ષમા કરો.

અભય : ક્ષમા હું માગું! મહારાજ, કુવચનો મેં આપને કહ્યાં છે.

શ્રેણિક : નહીં, તેં તારું રાજતેજ બતાવી આપ્યું છે. અને હવે તું રાજ્યનો મંત્રી નહિ, મહારાજ્યનો વારસ, યુવરાજ છે.

અભય : યુવરાજપદ મારે નથી જોઈતું, હું તો મારા પિતાનો અને શાસનદેવતાનો સેવક છું ને સેવક જ રહીશ.

શ્રેણિક : અસ્તુ. મહામંત્રીનું માનભર્યું માન હું તને આપું છું.

સર્વ : જય મહારાજકુમાર અભયકુમાર દેવનો જય!

# ઉષા–સ્વપ્ન

દુનિયામાં પ્રેમનું અસ્તિત્વ ન હોત તો સૃષ્ટિનો ઈતિહાસ જુદો જ રચાયો હોય. પુરાણકથાઓમાં પણ અનેક પ્રેમકથાઓ અને પ્રસંગો નજરે ચડે છે. ઉષા અને અનિરુદ્ધની પ્રણયકથા ઘણી જ પ્રખ્યાત છે.

ઉષા...અસુરપતિ બાણાસુરની પુત્રી. તેના પિતા હિંસાના પરમ ઉપાસક હતા. જગતને પીડવા તે કટીબદ્ધ થયા હતા. પોતાને વરદાન આપનાર શ્રી શંકર સાથે તેમણે યુદ્ધ માગ્યું. પરિણામે તેને અભિશાપ મળ્યો કે ઉષાનો સ્વામી તેના વિનાશનું કારણ બનશે. પોતાની પુત્રી લગ્ન જ ન કરી એ શકે માટે તેને કારાગારમાં પૂરી. તેને એકવાર એક મનોહર સ્વપ્નું આવ્યું, તેમાં તેણે અનિરુદ્ધને જોયો, ને સ્વપ્નમાં જ તેને પરણી. એ સ્વપ્ન સત્ય પણ થયું. અને અભિશાપ ફળ્યો.

આ નાટિકા ગાયકાઓ પહેલાં ગ્રામોફોન કંપનીને આપેલ જે આજે થોડાક સુધારાવધારા સાથે અહીં પ્રગટ થાય છે.

## સ્તુતિ

જ્યોત પંથ પ્રેર તું, હર દુરિતના અંધારને
હર અવિદ્યા, કર વિમળ, મન-વાણી-
કર્મ-વિચારને
નમન જગદાધારને...

### દૃશ્ય પહેલું

સ્થળ : ઉષાના એકદંડિયા એકાંતવાસનો એક ખંડ

સમય : મધરાતનો. [ ઉષા નિદ્રાધીન છે. ]

ચિત્રલેખા : સુંદર મુખડું ચંદ્રમાના પ્રકાશથી વધુ સુંદર લાગી રહ્યું છે. મોઢા પર આનંદ અને હાસ્યના ભાવ દેખાય છે. ત્યાં અચાનક ઉષા જાગી જતાં બૂમ પાડી ઊઠે છે.

ઉષા : ક્યાં છે? ક્યાં ગયા? જીવનઆધાર ક્યાં ગયા?
"જીવન તણો આધાર એ પળમાં હરીને ક્યાં ગયા?
નસેનસમાં કંઈ અજબ ચેતન ભરીને ક્યાં ગયા?
મારા થયા, મુજને હસાવી, પરહરીને ક્યાં ગયા?
સૂના હૃદયમંદિરને પાવન કરીને ક્યાં ગયા?
[ વિહ્વળ અને બહાવરી બનીને દોડવા લાગે છે ત્યાં ચિત્રલેખા અવાજ સાંભળી દોડી આવે છે. ઉષાને પકડી લેતાં- ]

ચિત્રલેખા : બહેન ઉષાકુમારી, શું છે? કોને ખોળી રહી છે?

ઉષા : કોણ ચિત્રલેખા? ત્યારે શું હું મારા એકાંતવાસમાં જ છું? ઓ દેવ! ત્યારે શું મેં માત્ર સ્વપ્ન જોયું? ઓ નિર્દય વિધિ! હું અસુરોના અધિપતિ બાણાસુરની કન્યા

# પાત્રસૂચિ

શ્રીકૃષ્ણ :

અનિરુદ્ધ : શ્રીકૃષ્ણનો પૌત્ર

બાણાસુર : શોણિતપુરનો રાજા

કૌભાંડ : બાણાસુરનો મંત્રી

ચન્દ્રક : કુમાર અનિરુદ્ધનો સેવક

ભગવાન શંકર

દેવર્ષિ નારદ

ઉષા : બાણાસુરની કન્યા.

ચિત્રલેખા : ઉષાની સખી

નલિની : ચન્દ્રકની પ્રેમિકા

ઉપરાંત સૈનિકો, દાસીઓ ઈત્યાદિ

## સ્તુતિ

જ્યોત પંથ પ્રેર તું, હર દુરિતના અંધારને
હર અવિદ્યા, કર વિમળ, મન-વાણી-
કર્મ-વિચારને
નમન જગદાધારને...

### દૃશ્ય પહેલું

સ્થળ : ઉષાના એકદંડિયા એકાંતવાસનો એક ખંડ

સમય : મધરાતનો. [ ઉષા નિદ્રાધીન છે. ]

ચિત્રલેખા : સુંદર મુખડું ચંદ્રમાના પ્રકાશથી વધુ સુંદર લાગી રહ્યું છે. મોઢા પર આનંદ અને હાસ્યના ભાવ દેખાય છે. ત્યાં અચાનક ઉષા જાગી જતાં બૂમ પાડી ઊઠે છે.

ઉષા : ક્યાં છે? ક્યાં ગયા? જીવનઆધાર ક્યાં ગયા?

"જીવન તણો આધાર એ પળમાં હરીને ક્યાં ગયા?
નસેનસમાં કંઈ અજબ ચેતન ભરીને ક્યાં ગયા?
મારા થયા, મુજને હસાવી, પરહરીને ક્યાં ગયા?
સૂના હૃદયમંદિરને પાવન કરીને ક્યાં ગયા?

[ વિહ્વળ અને બ્હાવરી બનીને દોડવા લાગે છે ત્યાં ચિત્રલેખા અવાજ સાંભળી દોડી આવે છે. ઉષાને પકડી લેતાં– ]

ચિત્રલેખા : બ્હેન ઉષાકુમારી, શું છે? કોને ખોળી રહી છે?

ઉષા : કોણ ચિત્રલેખા? ત્યારે શું હું મારા એકાંતવાસમાં જ છું? ઓ દેવ! ત્યારે શું મેં માત્ર સ્વપ્ન જોયું? ઓ નિર્દય વિધિ! હું અસુરોના અધિપતિ બાણાસુરની કન્યા

એકાંતવાસમાં કેદ પડી છું. ત્યારે મારું આટલું સુખ પણ તારાથી સહન ન થયું ?

ચિત્રલેખા : ઉષા, સ્વપ્નમાં એવું શું જોયું કે તું આટલી બધી વ્યાકુળ બની ગઈ છે ?

ઉષા : ચિત્રલેખા, એ સ્વપ્ન નહોતું પણ જાણે અનંત વર્ષોનાં તપનું ફળ. જિંદગીમાં ક્યારેક જ આવતી અણમૂલ પળ અને એ પૂર્વભવના સ્મરણો જગાવતું પુનિત દર્શન હતું.

"મુખડું નહિ, એ બાલ સૂરજ ધ્વાન્ત હરનારો હતો.
દૃષ્ટિ નહિ, એ જીવનની નૌકા તણો તારો હતો.
કાયા નહિ, પણ કામ, મૂર્તિમંત એ મારો હતો.
નવરે દિવસે વિધિએ ઘડેલ દેહ એ ન્યારો હતો."

ચિત્રલેખા : સમજી. સ્વપ્નમાં તને કોઈ મોહક મૂર્તિનાં દર્શન થયાં, અને એની મોહિની લાગી એમ જ ને ? ભલા એ કોણ હતો ? ક્યાં હતો ?

ઉષા : જોતાં જ નેત્રો, સાર્થક થાય એવો : મન, વાણી અને કાયા આપોઆપ અર્પણ થઈ જાય એવો. એનાં તો વર્ણન ક્યાંથી થાય ? આંખોનાં દ્વાર બીડી એને તો અંતરમાં સમાવી, પ્રેમપૂર્વક વંદન.

"હું શું વખાણું, એ શ્યામ, સખી ?
એને વંદન વારંવાર હજો,
મન હરી ગયો, હરી અંતરનો આરામ,
એને આ તનના ઉપહાર હજો.
કોઈ ધન્ય ઘડી શુભ ચોઘડિયે
મદઘેન ચડયું મનઆંખડીએ,
થયું દર્શન દિવ્ય અનુપમ, ને
હવે એ હૃદય વસનાર હજો."

ચિત્રલેખા : અરે સખી, એ તો હું સમજી, પણ તેનું કાંઈ વર્ણન?

ઉષા : "મકરાકૃત કુંડલ કાને હતાં,
રૂપ કોટિક કામ સમાન હતાં.
એનાં લોચન અમૃતપાન હતાં
એ ભવોભવનો ભરથાર હજો."

ચિત્રલેખા : વારુ પછી?

ઉષા : "અવલોકતાં આંખ મીંચાઈ ગઈ,
છબી અંતરમાં એ છપાઈ ગઈ.
શુધબુધ બધીયે ભૂલાઈ ગઈ.
એનાં ધ્યાનમાં મન એકતાર હજો.
દગ ખોલીને જોઉં તો કાંઈ નથી.
સર્વત્ર છતાં એ તો ક્યાંય નથી.
એને ભૂલું હવે એ ઉપાય નથી,
નહીં તો વૃથા અવતાર હજો."

ચિત્રલેખા : બહેન ઉષા, સ્વપ્નમાં કોઈ મનોહર મૂર્તિ જોઈ અને સર્વસ્વ અર્પણ કરી દેવા તૈયાર થઈ. એનો અર્થ શું? ગાંડી, સ્વપ્ન એ કંઈ સત્ય તો નથી. એ તો આળપંપાળ. એની પાછળ, ઘેલાં થઈએ તો જગત મૂરખ કહે.

ઉષા : મૂરખ કહે કે મોહાંધ, પરંતુ,
"મને તો એના વિના આ વિશ્વમાં અંધેર છે.
દર્શન ફરી ન થાય તો જીવતર હવે તો ઝેર છે."

ચિત્રલેખા : અરે પણ દર્શન થાય શી રીતે? એની હયતીનું કાંઈ પ્રમાણ? કંઈ નામનિશાન?

ઉષા : નામઠામ તો હું કંઈ જાણતી નથી.

ચિત્રલેખા : ત્યારે નામઠામ જાણ્યા વિના આ વિરાટ વિશ્વમાં તેને ખોળવા ક્યાં જઈએ ?

ઉષા : તો પછી અન્નજળનો ત્યાગ કરીને હું મારું આયુષ્ય પૂરું કરીશ.

ચિત્રલેખા : નિરાશ ન થા, બહેન. તારો સ્વપ્નસ્નેહી ખોળી કાઢવાનો એક ઉપાય છે. અંતરની પ્રેરણાથી હું અણદીઠ દેવોનાં ચિત્રો દોરી શકું છું, માટે આવ અને મારા ચિત્ર સગ્રહની... [અંધારું થતાં દૃશ્યપરિવર્તન, એકાંતવાસનો એક બીજો ખંડ જેમાં દીવાલ પર લગભગ બાર પંદર ચિત્રે. છે. તેના ઉપર પડદા છે. ચિત્રલેખા દોરી ખેંચી એક પછી એક ચિત્ર ખુલ્લાં મૂકે છે. ઉષાને બતાવ્યે જાય છે.]

ચિત્રલેખા : ઉષા, જો, જો, આ ચિત્રો આ છે અપ્સરાઓથી વિંટાયેલા દેવોના અધિપતિ સુરપતિ ઇંદ્ર.

ઉષા : એમને અપ્સરાઓથી વીંટાયેલા જ રહેવા દે.

ચિત્રલેખા : જો આ દાનવરાજ ભૌમાસુર, અને તેનો કુમાર.

ઉષા : રહેવા દે મોઢું જોઈને જ ભય લાગે છે.

ચિત્રલેખા : આ બાળયોગી શુક મુનિ.

ઉષા : એમના તપમાં વિઘ્ન નાખીએ તો પાપ લાગે.

ચિત્રલેખા : ત્યારે જો આ ભારતવર્ષના પ્રખ્યાત રાજપુરુષો, આ પ્રતાપી પાંડવ અર્જુન.

ઉષા : નમન કરવા યોગ્ય.

ચિત્રલેખા : ત્યારે આ સમગ્ર સૃષ્ટિના તારણહાર, ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ. યદુવંશી ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર.

ઉષા : આકૃતિ કંઈક મળતી આવે છે. ખરી, પણ ના એ તો નહી જ આ તો ભગવાન એટલે ભક્તિ કરવા યોગ્ય.

ચિત્રલેખા : આ કામદેવના અવતાર પ્રદ્યુમ્ન

ઉષા : આબેહૂબ મળતા, છતાં પણ એ નહીં.

ચિત્રલેખા : તો પછી આ એમના કુમાર અનિરુદ્ધ.

ઉષા : એ જ, એ જ મારો સ્વપ્નનો સ્નેહી. ચિત્રલેખા, એ જ મારા ચિત્તને હરનારો.

"ઉલ્લાસમાં હસતા અધર
અને આંખ મસ્તીખોર છે.
એની અમીદષ્ટિ ઉપર
મારા જીવનનો દોર છે.
સ્વપ્નનો સ્નેહી સલૂણો
એ અજબ સરજોર છે.
છટકી ગયો જે છળ કરી
મારા હૃદયનો ચોર છે.

ચિત્રલેખા : અરે, પણ એ તારા હૃદયનો ચોર તો અહીંથી હજારો યોજન દૂર, દ્વારામતીમાં વસે છે.

ઉષા : હું એની પાસે જઈશ. સાગરો ડોળીશ, વનેવન ભટકીશ, અને કોઈ પણ પ્રકારે હું એનાં દર્શન પામીશ, પામીશ ને પામીશ જ,

ચિત્રલેખા : જાય છે ક્યાં ગાંડી ? એ પણ ભૂલી ગઈ કે તું અહિંયાં કેદ છે.

ઉષા : ઓ દૈવ ! [ નિસાસો નાખે છે...આંખમાંથી આંસુનું એક બિંદુ સરી પડે છે ]

ચિત્રલેખા : નિસાસો ન નાંખ બહેન, તારું દુઃખ મારાથી નથી જોવાતું, મને પ્રાપ્ત થયેલી સિદ્ધિ મુજબ, દિવ્ય શક્તિના પ્રતાપે હું મારી ઇચ્છા મુજબ આકાશમાર્ગે જઈ શકું છું. તો આજે જ તેની તપાસ માટે જઈશ. અને વચન આપું છું કે થોડા સમયમાં હું એને અહીં લાવીશ.

ઉષા: ત્યારે તો જા, બહેન, જલદી જા. ઈશ્વર તને સહાય કરશે.

ચિત્રલેખા : થોડા સમય પછી જ જાઉં.

ઉષા : અરે ના, વહાલી, અત્યારે જ જા. શા માટે મને ટળવળાવે છે ?

ચિત્રલેખા : ભલે ત્યારે જાઉં છું હોં.

ઉષા : જા, જલદી જા. અરે હાં, પણ જો તારું કહ્યું ન માને તો, અને અહીં આવવાની ના પાડે તો...

ચિત્રલેખા : તો શું ?

ઉષા : તો મારા તરફથી એમને કહેજે કે...

કલ્પતરુ કલ્પ્યા અમે, કરશો તમે નિરાશ ?
(તો) કહેવા ક્યાં જઈશું અમે અંતરના અભિલાષ ?
નિરખ્યા તમને સ્વપ્નમાં, કર્યા સમર્પણ પ્રાણ
આશ ધરી ઉદ્ધારની, હૃદયે તમારું ધ્યાન—

ગીત

ઉષા : ધ્યાન અમને આઠે પ્રહર તમારાં
કહીને પ્રણામ કહેજે...
ચિત્રલેખા : ધૈર્ય ધરજે છે સફળ સ્વપ્ન તારાં,
ઉષા : કથની તમામ કહેજે
ધ્યાન અમને...
સ્વપ્ને નિરખીને સ્નેહસાધના મેં સાધી,

જીભે જપમાળ અને અંતરે સમાધિ,
જીવનદોરીને દિલ બાંધી...શ્યામ,
કહેજે છે ધ્યાન અમને...

ચિત્રલેખા : ઘેલી, અવિનાશ આશ પૂરશે તમારી
લાવી આપીશ (બસ) તારા
સ્વપ્નનો વિહારી

ઉષા : ના'વે જો કામદેહધારી (તો)
ઉષાના સમ દેજે.
ધ્યાન અમને આઠે પ્રહર...
તમારાં કહીને પ્રણામ કહેજે...

ગીત પૂરું થતાં ઉષા અનિરુદ્ધના ચિત્ર સામે સજળ નયને ઊભી રહે છે. અંધકાર થતાં, પ્રકાશનું એક કિરણ અટારીમાંથી બહાર જતું દેખાય છે.

દૃશ્ય બીજું સમય : મધરાત

પાત્રો : ચિત્રલેખા, અનિરુદ્ધ, ચન્દ્રક ને નલિની.

સ્થળ : દ્વારામતીમાં શ્રીકૃષ્ણના મહેલમાં કુમાર અનિરુદ્ધના શયનખંડનો એક ભાગ. અધરાતે ઊંઘ ઊડી જતાં અનિરુદ્ધ બેચેન અવસ્થામાં શયનખંડમાંથી બહાર આવે છે.

ગીત

અનિરુદ્ધ : રજનીએ એ જ જાગે, રસિયાં જે હોય રાગે,
જાગે છે કોઈ રોગી, કોઈ દગ્ધ દુઃખં ભાગે.
નિદ્રાના અંક માંહી સંતાપ સહુ વિસારે,
સ્વપ્નાં મધુર જોતાં સંસારી સર્વ ત્યારે,
જાગે છે કોઈ જોગી અથવા વિજોગી જાગે,
ચમકે છે ચંદ્રિકા ને મધુરાં પિયુષ વર્ષે;
અભિસારિકા અધીરી નિશિચર ચકોર હર્ષે,
જાગે છે કોઈ કૌમુદી, રીઝવે પ્રિય પરાગે,
રજનીએ એ જ જાગે.

આમાંનું કાંઈ કારણ ન હોવા છતાં આજ નિદ્રા આવે છે ને ઊડી જાય છે. અરે કોણ છે બહાર?

ચંદ્રક : (પ્રવેશીને) શી આજ્ઞા છે દેવ?

અનિરુદ્ધ : જા, માતાજીની માનીતી દાસી નલિનીને કહેજે કે વીણા સાથે લઈને તે અહીં આવે.

ચંદ્રક : જેવી આજ્ઞા, મહારાજ.

ચંદ્રક ગયો ત્યાં અટારીમાંથી અંધકારમાં એક તેજકિરણ ખંડમાં

પ્રવેશતું હોય તેવો આભાસ. પાછો પૂર્ણ પ્રકાશ. ચિત્રલેખા પ્રવેશ :

ચિત્રલેખા : (સ્વગત) નિર્વિઘ્ને અહીં સુધી તો આવી. હવે કુમારને કેમ સમજાવું? શું ઉપાય કરું? એ જ બરાબર છે. કુમારને મોહ-નિદ્રામા નાખી એને અહીથી હરી જાઉં. (આંખો બંધ કરીને) ભગવાન કૃષ્ણચંદ્ર, આપની ઇચ્છા વિના એક પાંદડું પણ ફરકી શકતું નથી. તો આ કાર્યમાં આપની સહાય યાચું છું. (એક મણિ કાઢીને ઝડપથી કુમાર સામે ધરે છે.)

અનિરુદ્ધ : આ શું? અચાનક આંખો ઘેરાય છે. અંધારાં દેખાય છે. શરીર ચેતનહીન થતું જાય છે. (કુમારનું પડી જવું. ચિત્રલેખા પોતાના હાથમાં ઝીલી લે છે. પાછો અંધકાર, અને પ્રકાશનાં બે કિરણો એ જ માર્ગે અટારીમાંથી બહાર જતાં હોય તેવો આભાસ. પાછો પૂર્ણ પ્રકાશ થતાં નલિની હાથમાં વીણા સાથે પ્રવેશે છે.)

નલિની : શું કહે છે? કુમાર મને બોલાવે છે? અરે જા, જા જુઠ્ઠા, જો તો ખરો અહીં કુમાર છે જ ક્યાં?

ચન્દ્રક : શું કહ્યું? કુમાર નથી? નવાઈ? (અંદરના ખંડમાં જોતાં) અરે કુમાર તો નથી પણ એમનો પલંગ પણ નથી નલિની ગજબ થયો, જરૂર કોઈ અપ્સરા યા કોઈ જાદૂગરી કુમારને ઉપાડી ગઈ.

નલિની : તું તે કાંઈ ગાંડો થયો!

ચન્દ્રક : કેમ?

નલિની : ભગવાન શ્રીકૃષ્ણચંદ્રના રાજમંદિર પર નજર નાખનાર આ જગતમાં છે કોણ?

ચન્દ્રક : ત્યારે?

નલિની : એ તો કુમાર ક્યાંક બહાર ગયા હશે!

ચન્દ્રક : ત્યારે એમનો પલંગ ક્યાં જાય?

નલિની : પલંગ અહીં હતો જ નહી. આંખો ભૂલ ખાતી હશે.

ચન્દ્રક : ખરી વાત છે. તને જોઈ ત્યારથી જ હું ભૂલો કરતો આવું છું—
પર્વત હોય ત્યાં દરિયો, દરિયો હોય ત્યાં ઝાડવાં દેખું છું—
નલિની, કહે તો ખરી હવે આપણાં લગ્ન ક્યારે થશે?

નલિની : કુમાર અનિરુદ્ધ પરણશે ત્યારે.

ચન્દ્રક : એટલે તો લાંબી રાહ જોવી રહી.

નલિની : કદાચ રાહ ન પણ જોવી પડે.

ચન્દ્રક : ભલે, ચાલ જરા ચાંદનીમાં...

નલિની : ના, તાપ લાગે.

ચન્દ્રક : શું કહ્યું? પૂનમની ચાંદનીમાં તાપ લાગે.

નલિની : હાસ્તો, રસિકતાની વાતોમાં તું શું સમજે? જો આ
વસંતના વાયુ, ચન્દ્રનાં કિરણ, કોયલના ટહુકાર, એ બધાંય
વિરહીને તો બાળનાર!

ચન્દ્રક : તું વિરહમાં બળતી હોય એવું દેખાતું નથી. તું તો પાણીમાં
ચણો ફૂલે એમ ફૂલતી જાય છે.

નલિની : તું છેક જ અરસિક ને ગમાર છે. જા, હું તારી સાથે
પરણવાની નથી. (ચાલી ગઈ.)

ચન્દ્રક : લ્યો, છણકો કરીને ચાલ્યાં ગયાં! ઠીક છે, શ્રીકૃષ્ણ મહારાજની
દ્વારિકા સોનાની છે, એટલે બધાં તોફાન સૂઝે છે, નહિ
તો રસિકતા ક્યાંય છુપાઈ જાય ને વસંતના વાયુથી માણસ
બળે કે ભોજનપાનની ચિંતાથી, એની ખબર પડી જાય!
પણ ચાલ, કુમાર ક્યાં ગયા તેની તપાસ કરું ને રાણી
માતાને ખબર કરું.

## દૃશ્ય ત્રીજું

પ્રવેશ પહેલાનો જ સન્નિવેશ

પાત્રો : ઉષા, ચિત્રલેખા, અનિરુદ્ધ

દૃશ્ય : પલંગ પર અનિરુદ્ધ મોહનિદ્રામાં સૂતેલો છે ત્યાં ઉષા ને ચિત્રલેખાની વાતચીત.

ચિત્રલેખા : સખી ઉષા ! જો, આજ તારો પ્રિયતમ ખરો ને ?

ઉષા : એ જ બહેન.

"બંધાઈ કારાગારમાં, એ બંધનો આજે ફળ્યાં.
એને નિહાળી આજ મારાં લોચનો સાર્થક થયાં."
બહેન, કૃપા કરી એમને મોહનિદ્રામાંથી જગાડ.

ચિત્રલેખા : ના ભાઈ ! કોણ જાણે કેવો સ્વભાવ હોય ને ગુસ્સે થઈ જાય તો ? માટે તું જ જગાડ.

ઉષા : મને ભય લાગે છે. બહેન, એટલી કૃપા તું જ કર.

ચિત્રલેખા : ભલે જગાડું છું. મહાનુભાવ, જાગૃત થાવ. (પાછો મણિ કાઢીને કુમાર સામે ધરે છે.)

અનિરુદ્ધ : મને કોણે જગાડ્યો ? હું ક્યાં છું ? આ કયું સ્થાન ? ...(આવાસ તરફ નજર કરતાં ઉષા ચિત્રલેખાને જોઈને વિસ્મયથી-)

દ્વારામતીના સ્વર્ણમય આવાસ દેખાતા નથી.
મંદાર પારિજાતના વાયુ અહીં વાતા નથી.
સાગર તણાં સંગીત, વેદોચ્ચાર સંભળાતા નથી.
શ્રીકૃષ્ણનાં ગુણગાન બંદીજન અહીં ગાતા નથી."

ચિત્રલેખા : મહાનુભાવ, આ આપની દ્વારામતી નથી. પણ આ તો અમારો આવાસ છે.

અનિરુદ્ધ : તમે કોણ ?

ચિત્રલેખા : દાનવરાજ બાણાસુરનું નામ તો તમે સાંભળ્યું હશે ?

અનિરુદ્ધ : હા.

ચિત્રલેખા : આ એમની રાજધાની શોણિતપુર અને આ એમની કન્યાનો એકાંતવાસ.

અનિરુદ્ધ : હું અહીં શી રીતે આવ્યો ?

ચિત્રલેખા : મેં આપનું હરણ કર્યું.

અનિરુદ્ધ : મારું હરણ કર્યું ?

ચિત્રલેખા : જી હા. અત્યાર સુધી તો રાજાઓ રાજકન્યાનાં હરણ કરતા, આજે રાજકન્યાએ કુમારનું હરણ કર્યું.

અનિરુધ્ધ : હું સ્વપ્ન તો જોતો નથી ?

ચિત્રલેખા : આપ સ્વપ્ન તો જોતા નથી, પણ સ્વપ્નને સાચું કરી બતાવો છો. કુમાર, આ મારી સખી દાનવરાજ બાણાસુરની કન્યા. આ કુમારિકાનો થનાર સ્વામી બાણા—સુરનો ગર્વ ઉતારશે. આવો અભિશાપ થવાથી, આ બિચારીને દાનવરાજે અહીં કેદ રાખી છે. આપ તેના સ્વપ્નમાં આવ્યા, એની સાથે પરણ્યા અને આપના વિના એ દેહ તજવા તૈયાર થઈ એટલે મારી આ દિવ્યશક્તિના પ્રભાવે હું આપને અહીં લાવી.

અનિરુદ્ધ : ત્યારે તો બાણાસુર સાથે યુદ્ધ કરવાનો, ભૂમિ પરથી પાપનો ભાર ઉતારવાનો આપોઆપ પ્રસંગ મળશે. વારુ આ તમારી સખીનું નામ ?

ચિત્રલેખા : એને જ પૂછો.

ઉષા : તું જ કહેને, મને તો શરમ આવે છે.

ચિત્રલેખા : અરે વાહ ! સ્વપ્નનાં વર્ણન કરતાં અને વિરહવ્યાકુળ થતાં શરમ નહોતી આવતી અને અત્યારે નામ કહેતાં શરમ આવે છે. કુમાર, આ મારી સખીનું નામ ઉષા.

અનિરુધ્ધ : વાહ...ખરેખર, પ્રાણીમાત્રને નિદ્રામાંથી જાગ્રત કરનાર ઉષા, અંધાર હરીને તેજ પ્રસરાવનાર ઉષા, પરિશ્રમ ભુલાવી ને નવીન ચેતન અર્પનાર ઉષા.

પુનિત દર્શન જગતમાં ને
કરે ગુણગાન ઉષાનાં.
અમારા હૃદયમાં એવાં
હજો સન્માન ઉષાનાં.

ચિત્રલેખા : મારી બહેન, હવે તું કંઈ બોલીશ ?

ઉષા : શું બોલું ?

અનિરુદ્ધ : ચિત્રલેખા, શા માટે એને શરમાવે છે ? 'શું બોલું' એ બે શબ્દમાં જ હજારો શબ્દો, લાખો અભિનય અને પ્રેમની સંપૂર્ણ ભાષાનો સમાવેશ થઈ જાય છે.

પ્રણયના ગ્રંથમાંથી શબ્દ બે અણમોલ
'શું બોલું ?'
બધું બોલાઈ ગયું એમાં કહ્યા જ્યાં બોલ
શું બોલું ?
ભલે છે શબ્દ બે નાના અજબ ભેદો છુપાયા છે.
અરે એ બે જ શબ્દોમાં પ્રણયગ્રંથો લખાયા છે.

ચિત્રલેખા : ચાલો, હવે આપણી હાજરીની જરૂર નથી. સખી ઉષા, હું જાઉં છું હોં. (જાય છે.)

અનિરુદ્ધ : ઉષાકુમારી, તમે મને ઓળખતાં ન્હોતાં, મારા ગુણદોષ જાણતાં ન્હોતાં. માત્ર સ્વપ્નમાં મને જોયો અને અનુરાગ ઊપજ્યો ?

ઉષા : ભરોસે, પૂર્વભવના પરિચય તાજા થયા ભરોસે. અંતઃકરણે સાક્ષી આપી ભરોસે, અનુરાગ ઉપજ્યો અને જીવન અર્પણ કર્યું તે પણ ભરોસે. અત્યાર સુધી જગન્નિયંતાને ભરોસે આ કારાગારમાં હતી. હવે આપ જીવનઆધારને ભરોસે. (ચરણે નમે છે.)

ગીત

ઉષા : અમે તો હવેથી ભરોસે તમારે,
ડુબાવો કે તારો, ઉતારો કિનારે
અમે તો...

(અનિરુદ્ધ ઉષાને ઊભી કરતાં ખભે હાથ મૂકી આંખમાં આંખ પરોવી ત્યાં ઉષાની આંખમાંથી આંસુનાં બે બિંદુ સર્યાં. ગીત ચાલુ :)

અનિરુદ્ધ : વહેવારો જગતના નભે છે ભરોસે.
હળ હળનું અમૃત બને છે ભરોસે.

ઉષા : નથી કોઈ શંકા હૃદયમાં લગારે,
અમે તો હવેથી...

અનિરુધ્ધ : હતી જ્યાં સમર્પણ તણી ભાવનાઓ,
ફળી શુદ્ધ નિષ્ઠા, ફળી કામનાઓ.

ઉષા : કૃપા આપની મુજને ભવપાર ઉતારો.
અમે તો હવેથી...

**દૃશ્ય ચોથું** સમય : પ્રાત:કાળ

સ્થળ : બાણાસુરના મહેલનો એક ખંડ

પાત્રો : નારદ, બાણાસુર, કૌભાંડ

નારદ : (પ્રવેશીને) નારાયણ ! નારાયણ ! વાહ ! પ્રભુ વાહ ! તમારી લીલા પણ અજબ છે! બાણાસુરના સૈનિકોનો પહેરો હોવા છતાં કુમાર અનિરુદ્ધ ઉષાના મહેલમાં આવી પહોંચ્યા. અભિમાની બાણાસુરનો ઘમંડ ઉતારવાની વેળા આવી લાગી.

બાણાસુર : (પ્રવેશીને બાણાસુરને જોઈ નારદ એક ખૂણામાં ઊભા રહે છે.)

સમસ્ત વિશ્વમાં અજીત મનાતો હું, બાણાસુર.
બળ છે હજારો હાથનું વિશ્વેશના વરદાનથી.
ઉન્નત રહ્યું છે શિશ આજે વિજયના અભિમાનથી;
દેવ, દાનવ સર્વ મુજને નમે છે સન્માનથી.
ગુંજી રહ્યું આકાશ મારા નામના જયગાનથી.

(બાણાસુરનું ખડખડાટ હાસ્ય એકાએક અટકી ગયું ને કૌભાંડનો પ્રવેશ)

કૌભાંડ : ગજબ થયો, મહારાજ ! રક્ષા કરો.

બાણાસુર : રાજમંત્રી કૌભાંડ શું છે? શા માટે ગભરાઓ છો?

કૌભાંડ : ક્ષમા કરો, દાનવરાજ! પહેરેગીરો પૂરા સાવચેત હોવા છતાં, કોઈપણ મનુષ્ય અંદર ન દાખલ થાય તેવી નક્કર વ્યવસ્થા હોવા છતાં, રાજકુમારી ઉષાના એકાંતવાસમાં કોઈ પરપુરુષ દાખલ થયો છે.

બાણાસુર : ઉષાના એકાંતભવનમાં પરપુરુષનો પ્રવેશ? કોણ છે મૃત્યુપંથનો યાત્રી?

નારદ : ( આગળ આવીને ) યદુકુળનો કુમાર અનિરુદ્ધ...નારાયણ નારાયણ !

બાણાસુર : કોણ દેવર્ષિ નારદ? આપનું આગમન?

નારદ : તમારા કલ્યાણ માટે, દાનવરાજ! યાદ કરો, ભગવાન શંકરનો અભિશાપ.

બાણાસુર : શંકરનો અભિશાપ?

નારદ : હા, તમારા તપથી પ્રસન્ન થઈને પિનાકપાણિએ તમને હજાર હાથની શક્તિ આપી, ત્યારે તમે એમની જ સાથે યુદ્ધ માગ્યું, પરિણામે સદાશિવે તમને શાપ આપ્યો: તમારી કન્યાનો થનાર સ્વામી તમારો ગર્વ ઉતારશે.

બાણાસુર : એટલે શું તમારા યદુકુળનો કુમાર, જેને હું તુચ્છ માનું છું, એવું એક માનવ પ્રાણી મારો ગર્વ ઉતારશે?

હજાર બાહુઓના બળવાળો બાણાસુર !
છે બાણના બાહુ પ્રબળ
બ્રહ્માંડને ભયભીત કરે.
ચઢતાં ભ્રકુટિ કાળને
દિગ્પાળ પણ ભયથી ડરે.
જ્યાં દેવતા પણ દીન થઈને
ચરણમાં મસ્તક ધરે,
ત્યાં માનવી પામર અમારા
ગર્વને ક્યાંથી હરે?

નારદ : અસુરોના અધિપતિ, એ માનવી સાધારણ નથી. પણ ભૂમિનો
ભાર ઉતારવા પ્રગટેલા ભગવાન શ્રી કૃષ્ણનો કુમાર છે.
એના જ કારણથી પરાજય છે તમારા ગર્વનો.
એ છે વિધિના લેખ, એ સંહાર દાનવ સર્વનો.

બાણાસુર : ત્યારે તો એનો સંહાર કરીને વિધિના લેખને હું મિથ્યા
કરીશ. રાજમંત્રી! સેનાપતિને સૈનિકો સાથે એકાંતવાસમાં
આવવાનું કહો. હું અત્યારે જ ઉષાના આવાસમાં જઈ
યદુકુળના એ કુમારનો શિરચ્છેદ કરીશ. (જાય છે.)

નારદ : એની રક્ષા કરનાર ભગવાન વાસુદેવ સમર્થ છે.

## દૃશ્ય પાંચમું

સ્થળ : ઉષાનો આવાસ. પ્રથમ પ્રવેશનો જ સન્નિવેશ

સમય : પ્રાતઃકાળ

પાત્રો : ઉષા, અનિરુદ્ધ, કૌભાંડ, સૈનિકો, બાણાસુર વગેરે.

અનિરુદ્ધ : ( એકમેકના હાથ પકડેલા છે. બંનેના ગળામાં ફૂલના હાર ) ઉષાદેવી ! આપણે ગાંધર્વવિધિથી પરણ્યાં, પતિપત્ની થયાં એટલે હવે તો તમારી અભિલાષા ફળીભૂત થઈ.

ઉષા : પરમાત્માની કૃપા કે આપ જેવો જીવનસંગાથી મળ્યો, હવે તો જેવી તેવી પણ હું આપની દાસી અને આપ જીવનઆધાર.

ગીત

ઉષા : સ્વામી જીવનનો સાથ પ્રેમથી અમને શોભાવજો.
જુગ જુગ જૂના સંગાથ નેહથી એને નિભાવજો.
ઊંડા અંધાર મહીં ડૂબતી અનાથ હું.
આજથી થઈ છું સનાથ, સ્નેહની જ્યોતિ જગાવજો.

અનિરુદ્ધ : રસના મહાસાગર વિષે તોફાનો ભરપૂર,
વમળ વાસના છે વિષય અને કિનારા દૂર.

ઉષા : ઘેરા એ સાગરે નાનીશી નાવડી
તારે જગતનો નાથ. ભિન્નતા ભૂલી ભૂલાવજો.

કૌભાંડ : ( પ્રવેશી સૈનિકોને )
સૈનિકો ! આખો આવાસ ચોતરફથી ઘેરી લ્યો. મહેલમાં ઘુસેલા યુવાનને જીવતો કે મરેલો કેદ કરો. ( અનિરુદ્ધને ) યુવાન દાનવરાજ બાણાસુરની આજ્ઞાનુસાર અમે તને બંદીવાન

બનાવવા આવ્યા છીએ. માટે હથિયાર છોડીને શરણે આવ. નહીં તો જિંદગી ગુમાવીશ.

અનિરુદ્ધ : જિંદગીની મને પરવા નથી. યદુકુળકુમાર અનિરુદ્ધ મૃત્યુના ભયથી શરણે આવે, એ ભ્રમ ભૂલી જાવ. તમારા મહારાજને બોલાવો, મારી સાથે યુદ્ધ કરીને ખાતરી કરે કે વિજય કોને હાથ છે.

કૌભાંડ : સૈનિકો, છોકરાના બોલવા સામું ન જોશો.

ઉષા : (કૌભાંડને) મંત્રીરાજ, આ શું ?

અનિરુદ્ધ : કંઈ ચિંતા નહીં. ઉષા, બાહુબળથી હું મારો માર્ગ ખુલ્લો કરીશ. દાનવોને પરાજય આપી તમને દ્વારામતી લઈ જઈશ.

ઉષા : નહીં, નહીં સ્વામી, આપ એકલા છો ને એ હજારો છે.

અનિરુદ્ધ : શા માટે ગભરાય છે? (કૌભાંડની તલવાર ખેંચી લીધી. ત્યાં બીજી તલવાર ઉષાએ હાથમાં આપી. બે હાથમાં તલવાર સાથે માતંગના સમુદાયમાં મૃગરાજ એકલો ઘૂમે તેમ દાનવોમાં યદુવંશી આજ એકલો. (ઘૂમે છે.)

ઉષા : ઓ પ્રભુ, રક્ષા કર !

કૌભાંડ : સાવધાન, દાનવો, બધા જ એક સાથે તેના પર તૂટી પડો.

અનિરુદ્ધ : આવો. આવો, પાપના ભારથી પૃથ્વીને પીડનારા દાનવો પાપીજનોની શક્તિઓ

(એ) ભૂમિ ઉપરનો ભાર છે.

એ ભારથી ઉદ્ધારવા

શ્રીકૃષ્ણનો અવતાર છે.

(લડાઈમાં અનેક સૈનિકોને મારી કોભાંડને જખ્મી કરી, ઉષાને લઈને) નાસવા જાય છે ત્યાં બાણાસુર આંતરે છે. બાણાસુર સાથેના યુદ્ધમાં યુક્તિથી ફસાવી સૈનિકો નાગપાશથી બાંધે છે.

બાણાસુર : છોકરાને કેદ કરો.

અનિરુદ્ધ : ઓ દૈવ ? દગો ?

નારદ : (પ્રવેશીને) નારાયણ ! નારાયણ !

દૃશ્ય છઠ્ઠું                                    સ્થળ : દ્વારામતીમાં શ્રીકૃષ્ણનો મહેલ

પાત્રો : શ્રીકૃષ્ણ અને નારદ.                                    સમય : સાંજનો.

શ્રીકૃષ્ણ : માનવદેહ ધારણ કરીને, કુદરતના ક્રમને આધીન દરેક કાર્યનાં કારણો ખોળ્યાં, ધર્મ પ્રસાર્યો, જરાસંઘ, કંસ, કૌરવ, ભોમાસુર, શિશુપાળ ઈત્યાદિ અનેક અધર્મીઓનો ભાર ભૂમિ પરથી ઉતાર્યો, હવે બાકી રહ્યો એક બાણાસુર.

નારદ : (ગાતાં ગાતાં પ્રવેશ)

નાથ નિરંજન મુનિમનરંજન રટ રસના,
રટ રસના.

નારાયણ ! નારાયણ !

શ્રીકૃષ્ણ : પધારો, દેવર્ષિ નારદ. આપના આગમનનું કારણ ?

નારદ : કર્મ અને કારણના આપ સર્જક છો, સમય આપને આધીન છે ને આપ કારણ પૂછો છો ?

શ્રીકૃષ્ણ : દેહધારી માત્ર સમયને આધીન છે.

નારદ : અંતર્યામી છો, અને મનની વાત નથી જાણી શકતા ?

શ્રીકૃષ્ણ : (હસીને) કુમાર અનિરુદ્ધ વિશે કંઈ કહેવા આવ્યા છો ?

નારદ : જી હા. ચિત્રલેખા એને હરી ગઈ, ઉષા સાથે ગાંધર્વ વિધિથી લગ્ન થયાં, અને કુમાર અનિરુદ્ધ અત્યારે દગાથી બાણાસુરને હાથે નાગપાશથી બંધાઈને બાણાસુરના કારાવાસમાં પડયો છે. એની શું આપને ખબર નથી ? હા, પણ કયાંથી હોય ? આપને રાણીઓ અનેક, પુત્ર-પરિવાર અપાર, એમાંથી એકાદ રાજકુમાર ખોવાઈ જાય તો આપને એની શી દરકાર ? નારાયણ ! નારાયણ !

શ્રીકૃષ્ણ : દેવર્ષિ નારદ, તમે મારું હૃદય હોવા છતાં તમે જ મને ઓળખી ન શકયા ? જુઓ, રાજમહેલના વિશાળ ચોગાન

તરફ દૃષ્ટિ કરો, યાદવોની ચતુરંગી સેના સજ્જ થઈ રહી છે. સૈનિકો ધસી જવા તત્પર છે, અને પ્રદ્યુમ્ન અને સાત્યકિ તો ક્યારના વિદાય થઈ ચૂક્યા છે, માત્ર બાણાસુરને શરણે લેવા માટે મારે શોણિતપુર જવું પડશે

નારદ: જવા માટેનો સમય હજી નથી આવ્યો?

શ્રીકૃષ્ણ : આવી રહ્યો છે, દેવર્ષિ ?

નારદ : ત્યારે તો આપ સઘળું જાણો છો, ભગવન્ ક્ષમા કરો.

શ્રીકૃષ્ણ : ( હસતાં હસતાં ) દેવર્ષિ નારદ ! હું જાણું છું એટલું જ નહીં, પણ જગતના તમામ કાર્યો મારી ઇચ્છાથી જ થાય છે. એ કાર્યો પાર પાડવા માટે તો મારો આ દેહ છે. એ ન્યાયે બાણાસુરને અભિશાપ થયો એ પણ મારી ઇચ્છાથી. નહિં તો દાનવો વધુ પ્રબળ થાત અને પ્રજા પિડાત. કુમાર અનિરુદ્ધને ચિત્રલેખા હરી ગઈ, એ પણ મારી ઇચ્છાથી. ઉષા સાથે લગ્ન કર્યાં તે પણ મારી ઇચ્છાથી.

ગીત

મમ ઇચ્છા અનુસાર, સકળ જગ
મમ ઇચ્છા અનુસાર,
મમ ઇચ્છા એ છે મહામાયા,
એથી જગ વ્યવહાર.
નીર મહીં જ્યમ રહે છતાંયે કમળપત્ર
નિર્લેપ ગણાય,
ત્યમ હું જગમાં, ન જગ મારું
મુજમાં લય સંસાર.
સકળ જગ મમ ઇચ્છા અનુસાર.

( શ્રીકૃષ્ણે નારદને ખભે હાથ મૂક્યો, અને સાથે ચાલ્યા. નારદ ખડખડાટ હસ્યા ને પ્રભુને વંદન કર્યાં.

**દૃશ્ય સાતમું** સ્થળ : શોણિતપુરમાં બાણાસુરનો એક ખંડ

સમય : બીજા દિવસની સાંજ

પાત્રો : બાણાસુર, શ્રીકૃષ્ણ, ભગવાન શંકર, ઉષા, અનિરુદ્ધ, કૌભાંડ, નારદ, સૈનિકો ઈત્યાદિ.

દૃશ્ય : ભીષણ લડાઈનો પાર્શ્વનાદ, ચીસો, શસ્ત્રોના અવાજો સંભળાય છે. ત્યાં જખમી થયેલો કૌભાંડ પ્રવેશે છે.

કૌભાંડ : મહારાજ ! મહારાજ !

બાણાસુર : (પ્રવેશીને) કૌભાંડ, જખમી અવસ્થામાં? અને ગભરાયેલા કેમ ?

કૌભાંડ : ગજબ થયો દાનવરાજ ! પ્રદ્યુમ્ન અને સાત્યકિને હાથે આપણા હજારો દાનવો રણમાં રોળાઈ ગયા છે. યુદ્ધ ભીષણ રૂપ ધારી રહ્યું છે. યાદવોની શક્તિથી અંજાઈ દાનવો હારી રહ્યા છે. અને આપને જીતવા માટે યદુનાથ કૃષ્ણ પોતે આવી રહ્યા છે.

બાણાસુર : ઓહ ! ભલે આવે, એ આહિરોના સહવાસમાં રહેનારને ખાતરી કરી આપીશ કે અહીં ગોકુળનાં ક્રીડાવનો કે વૃંદાવનના રાસમંડપો નથી, પણ વિશ્વમાં અજીત મનાતા વરદાયી બાણાસુરનો રણસંગ્રામ છે.

કૃષ્ણ : (પ્રવેશીને) ક્યાં છે દેવોની કૃપાનો દુરુપયોગ કરનાર ? ઈશ્વરકૃપાથી પ્રાપ્ત થયેલી પ્રચંડ શક્તિ વડે જગતને પીડનાર એ બાણાસુર ક્યાં છે ? (શ્રીકૃષ્ણની આંખમાં ક્રોધ દેખાય છે. વાંસળી કેડમાં ભરાવેલી છે, જમણા હાથની આંગળી પર સુદર્શનચક્ર ચમકી) રહ્યું છે.

તરફ દૃષ્ટિ કરો, યાદવોની ચતુરંગી સેના સજ્જ થઈ રહી છે. સૈનિકો ધસી જવા તત્પર છે, અને પ્રદ્યુમ્ન અને સાત્યકિ તો ક્યારના વિદાય થઈ ચૂક્યા છે, માત્ર બાણાસુરને શરણે લેવા માટે મારે શોણિતપુર જવું પડશે

નારદ: જવા માટેનો સમય હજી નથી આવ્યો ?

શ્રીકૃષ્ણ : આવી રહ્યો છે, દેવર્ષિ ?

નારદ : ત્યારે તો આપ સઘળું જાણો છો, ભગવન્ ક્ષમા કરો.

શ્રીકૃષ્ણ : ( હસતાં હસતાં ) દેવર્ષિ નારદ ! હું જાણું છું એટલું જ નહીં, પણ જગતના તમામ કાર્યો મારી ઇચ્છાથી જ થાય છે. એ કાર્યો પાર પાડવા માટે તો મારો આ દેહ છે. એ ન્યાયે બાણાસુરને અભિશાપ થયો એ પણ મારી ઇચ્છાથી. નહિં તો દાનવો વધુ પ્રબળ થાત અને પ્રજા પિડાત. કુમાર અનિરુદ્ધને ચિત્રલેખા હરી ગઈ, એ પણ મારી ઇચ્છાથી. ઉષા સાથે લગ્ન કર્યાં તે પણ મારી ઇચ્છાથી.

ગીત

મમ ઇચ્છા અનુસાર, સકળ જગ
મમ ઇચ્છા અનુસાર,
મમ ઇચ્છા એ છે મહામાયા,
એથી જગ વ્યવહાર.
નીર મહીં જ્યમ રહે છતાંયે કમળપત્ર
નિર્લેપ ગણાય,
ત્યમ હું જગમાં, ન જગ મારું
મુજમાં લય સંસાર.
સકળ જગ મમ ઇચ્છા અનુસાર.

( શ્રીકૃષ્ણે નારદને ખભે હાથ મૂક્યો, અને સાથે ચાલ્યા. નારદ ખડખડાટ હસ્યા ને પ્રભુને વંદન કર્યાં.

કરાળ કાળની દૃષ્ટિથી પાપના પ્રચારકો માત્ર મરેલા, તો તેને સંહારતાં કેટલી વાર? બાણાસુર તારી સંગ્રામની અભિલાષા પૂરી કરી લે. (પાછો અંધકાર. સુદર્શન ચક્રની ગતિ વધુ તીવ્ર થતાં ચક્ર શ્રીકૃષ્ણની આંગળી પરથી છૂટયું, બાણાસુર ગભરાયો, ખડ્ગ પડી ગયું. ચક્રથી બંને હાથ છેદાઈ ગયા, ચક્ર પાછું કૃષ્ણની આગળી પર આવી ગયું, પૂર્ણ પ્રકાશ.]

બાણાસુર : (ચીસ પાડીને પડી ગયો.) ઓહ! ઓહ!

કૃષ્ણ : ક્યાં ગયું તારું ગુમાન? ક્યાં ગઈ હિમાચળ ચળાવવાની તારી શક્તિ? જો, જેમ વજ્રથી પર્વતની પાંખો કપાય, તેમ બ્રહ્માંડને ડોલાવનારા હાથ છેદાઈ ગયા છે. હવે તારું મસ્તક છેદતાં આટલી જ વાર...

(પાછો અંધકાર કૃષ્ણ પૂર્ણ ક્રોધમાં ત્યાં એક ભીષણ અવાજ, મહેલની એક દીવાલ ફાટતાં, ભગવાન શંકરનું દર્શન.)

શંકર : શાન્ત...વાસુદેવ શાન્ત. બાણાસુર મારો ભક્ત હોવા છતાં અભિમાની થયો, એની શિક્ષા તેને બરાબર મળી છે. અને હજારો હસ્તની શક્તિ ધરાવનાર હાથ છેદાઈ ગયા છે. તો હવે તેને ક્ષમા આપો અને જીવનદાન આપો.

કૃષ્ણ : અભિમાની બાણાસુર, તારા ગર્વનું ફળ તને બરાબર મળ્યું છે. તો હવે ભગવાન વાસુદેવ સાથે વેર ન રાખતાં તેમનો ભક્ત થા. અને ઉષા તથા અનિરુદ્ધ આવી રહ્યાં છે, તેમનો હસ્તમેળાપ કરી યદુનાથની કૃપા સંપાદન કર.

બાણાસુર : જેવી ચંદ્રશેખરની આજ્ઞા. [ઉષા અને અનિરુદ્ધ બંદી

બાણાસુર : આવો, બાણાસુર આપના સ્વાગત માટે આપની સામે જ ઊભો છે, વિશ્વમાં પુરુષોત્તમ મનાતા વાસુદેવ આજે તમારા સામર્થ્યની કસોટી થશે.

કૃષ્ણ : મારા સામર્થ્યની કસોટી કરનાર તું ? અભિમાની દાનવ, જેમ દાવાનળ સામે દીપક, રત્નાકર સામે કૂપ, અને વજ્ર સામે તુચ્છ તૃણની સરખામણી ન હોય, તેમ મારા અને તારા સામર્થ્યની સરખામણી કોઈ કાળે ન હોય.

બાણાસુર :મારા સામર્થ્યને તુચ્છ ન માનો, હું વિશ્વમાં અજીત મનાતો બાણ...

કૃષ્ણ : પુણ્ય પૂરાં થાય ત્યાં સુધી જ.

બાણાસુર : બાહુબળથી હિમાચલને પણ ચળાવવા શકિતમાન.

કૃષ્ણ : સુદર્શન ચક્રના ચમકારમાં એ શકિત લય ન થાય ત્યાં સુધી. અભિમાની બાણ, તારી પ્રચંડ શકિત ભગવાન શંકરની કૃપાથી. એની અવકૃપા થતાં તારું સામર્થ્ય લય થશે. જગતને જીતવાનું અભિમાન રાખનાર, તારા હાથ પળ માત્રમાં છેદાઈ જશે.

બાણાસુર : બાણ ધનુષ્ય પર ચડયું નથી ત્યાં સુધી. આ ત્રણ બાણ તમારા લય માટે પૂરતાં છે.

કૃષ્ણ : તો વિના વિલંબે તારી ઇચ્છા પૂર્ણ કર. (અંધકારમાં કૃષ્ણનો બાણાસુર પર પ્રકાશ. સુદર્શન ચક્ર ધીમે ધીમે ફરવા લાગે છે, તણખા ઝરતા રહે છે. ત્યાં બાણાસુરે પહેલું બીજું અને ત્રીજું એમ ત્રણેય બાણ છોડયાં, પણ સુદર્શન ચક્રથી છેદાઈ ગયાં. બાણાસુરે ધનુષ્ય છોડીને ખડ્ગ હાથમાં લીધું. આછા પ્રકાશમાં સૈનિકો-કૌભાંડ સૌ સ્તબ્ધ બનીને જોઈ રહ્યા છે.)

કરાળ કાળની દૃષ્ટિથી પાપના પ્રચારકો માત્ર મરેલા, તો તેને સંહારતાં કેટલી વાર? બાણાસુર તારી સંગ્રામની અભિલાષા પૂરી કરી લે. ( પાછો અંધકાર. સુદર્શન ચક્રની ગતિ વધુ તીવ્ર થતાં ચક્ર શ્રીકૃષ્ણની આંગળી પરથી છૂટયું, બાણાસુર ગભરાયો, ખડ્ગ પડી ગયું. ચક્રથી બંને હાથ છેદાઈ ગયા, ચક્ર પાછું કૃષ્ણની આગળી પર આવી ગયું, પૂર્ણ પ્રકાશ. ]

બાણાસુર : ( ચીસ પાડીને પડી ગયો.) ઓહ! ઓહ!

કૃષ્ણ : કયાં ગયું તારું ગુમાન? કયાં ગઈ હિમાચળ ચળાવવાની તારી શકિત? જો, જેમ વજ્રથી પર્વતની પાંખો કપાય, તેમ બ્રહ્માંડને ડોલાવનારા હાથ છેદાઈ ગયા છે. હવે તારું મસ્તક છેદતાં આટલી જ વાર...

( પાછો અંધકાર કૃષ્ણ પૂર્ણ ક્રોધમાં ત્યાં એક ભીષણ અવાજ, મહેલની એક દીવાલ ફાટતાં, ભગવાન શંકરનું દર્શન. )

શંકર : શાન્ત...વાસુદેવ શાન્ત. બાણાસુર મારો ભકત હોવા છતાં અભિમાની થયો, એની શિક્ષા તેને બરાબર મળી છે. અને હજારો હસ્તની શકિત ધરાવનાર હાથ છેદાઈ ગયા છે. તો હવે તેને ક્ષમા આપો અને જીવનદાન આપો.

કૃષ્ણ : અભિમાની બાણાસુર, તારા ગર્વનું ફળ તને બરાબર મળ્યું છે. તો હવે ભગવાન વાસુદેવ સાથે વેર ન રાખતાં તેમનો ભકત થા. અને ઉષા તથા અનિરુદ્ધ આવી રહ્યાં છે, તેમનો હસ્તમેળાપ કરી યદુનાથની કૃપા સંપાદન કર.

બાણાસુર : જેવી ચંદ્રશેખરની આજ્ઞા. [ ઉષા અને અનિરુદ્ધ બંદી

અવસ્થામાં પ્રવેશ, કૌભાંડે બંધ છોડયા. ઉષા બાણાસુરને પગે પડતાં, ]

ઉષા : પિતાજી, પ્રણામ!

અનિરુદ્ધ : [ શ્રીકૃષ્ણને નમન કરીને ] ગુરુજનોને વંદન.

શંકર : યદુનાથ! ઉષા મારી જ પુત્રી છે. તો તેનો હાથ હું મારે જ હાથે યદુકુળતિલક અનિરુદ્ધને સોંપું છું.

[ હસ્તમેળાપ થતાં ભગવાન શંકર અદૃશ્ય. ]

કૃષ્ણ : થજો શ્રેય આ વિશ્વનું
ઊતર્યો ભૂમિ ભાર.

અનિરુદ્ધ : યદુનાથ શ્રીકૃષ્ણનો

સર્વે : જગમાં જયજય કાર!

# વડીલનો વારસો

## એક સમાજચિત્ર નાની નાટિકાના રૂપમાં

સ્વાર્થના સગાં અને લક્ષ્મી વિણ મિથ્યા વ્યવહાર.

વૃદ્ધાવસ્થામાં માલ મિલકત દીકરાઓને વેંચી દીધા પછી, વૃદ્ધ પ્રત્યે કુટુંબનો વર્તાવ કેવો હોય તે આ નાટિકાનું કથાવસ્તુ છે.

વર્ષો પૂર્વે આ નાટિકાને ગ્રામોફોન રેકોર્ડમાં ઉતારવા માટે આપેલ: જે આજે સુધારાવધારા સાથે અહીં પ્રકટ થાય છે.

## પાત્રસૂચિ

રામજીભાઈ : રાઘવ અને જાદવના વૃદ્ધ પિતા.

રાઘવ : મોટો દીકરો

જાદવ : નાનો દીકરો

ધની : મોટા દીકરાની વહુ

ભની : નાના દીકરાની વહુ

તરુ : રાઘવની નાની દીકરી

વકીલ :

## દૃશ્ય પહેલું :

કાઠિયાવાડના એક ગામમાં રામજી ભાઈનું ઘર

સમય : પ્રાતઃકાળ

સામાન્ય ઘરવખરી, વૃદ્ધ ઉંમરના રામજીભાઈ પોતાના બે દીકરાઓ રાઘવ અને જાદવ સાથે રહે છે.

પાત્રો : રામજીભાઈ, રાઘવ, જાદવ, ધની અને ભની.

રાઘવ : છે દેવ સમ પ્રત્યક્ષ મહિમાવાન માતાપિતા!

જાદવ : ભક્તિ અગર તો ધર્મ મૂર્તિમાન છે માતાપિતા.

ધની-ભની : આશિષમાં ઉદ્ધાર છે.

સેવા સફળ જીવન કરે

તીર્થો તણા તીર્થ કેરું સ્થાન છે.

(પંક્તિ પૂરી થતાં ધોતિયું, લાંબો ડગલો, માથે કાઠિયાવાડી પાઘડીમાં સજ્જ, હાથમાં લાકડી સાથે વૃદ્ધ રામજીભાઈ પ્રવેશે છે.)

રામજીભાઈ : દીકરાઓ, વહુઓ.

રાઘવ : જાદવ : નમસ્કાર પિતાજી.

રામજીભાઈ : દીકરાઓ તમારી માતાના સ્વર્ગવાસને આજે વર્ષો થઈ ગયાં. મેં જાતમહેનતથી તમને ઉછેર્યા, ભણાવ્યા, પરણાવ્યા. ઈશ્વરકૃપાથી વહુવારુઓ સારી મળી છે. તો આજે હું મારા જીવનનું છેલ્લું એક કાર્ય પણ પૂર્ણ કરીને જાત્રાએ જવા માગું છું.

રાઘવ : ધની : બાપુ; અમારી કંઈ ભૂલ થઈ?

જાદવ : ભની : કેમ, એમ બોલો છો બાપુ?

રામજીભાઈ : દીકરાઓ...વહુવારુઓ, હું હવે પાકયું પાન, મોટા ઘરનું તેડું થોડા દિવસમાં જ આવી પહોંચશે. દાંત ગયા, આંખો નબળી પડી અને શરીર પણ હવે થાકયું. ભગવાને આ ત્રણ નોટિસો તો મોકલી, હવે લાંબુ કયાં સુધી જીવાશે? તો હવે મારે માથે કોઈ જાતની ચિંતા ન જોઈએ. જુઓ, જાણે કે બધી મિલકત તો તમને સરખે ભાગે વહેંચી આપું છું, રોકડ રકમ તો તમને વહેંચી આપી, હવે થોડુંક ખાનગી રાખ્યું છે. ઈયે તમને દઈ દઉં એટલે મારે સાચવવાની ફિકર મટે, અને નિરાંતે ભજન થાય. લ્યો આ બે હજાર રૂપિયા, મારું કારજ કર્યા પછી જે કંઈ વધે તે સરખે ભાગે વહેંચી લેજો.

રાઘવ : બાપાજી. મારો વેપાર ચાલે છે. એટલે કારજ તો હું કરીશ.

જાદવ : નહીં, હું ગામમાં મોટો અમલદાર છું, માટે એ તો મારી જવાબદારી કહેવાય.

રામજીભાઈ : આ પાંચસો રૂપિયા ધર્માદા કરવા માટે.

રાઘવ : એ મને આવો વડીલ, અત્યારના વખતમાં ધર્માદા કેમ કરવો તે મને આવડે છે.

રામજીભાઈ : આ ૭૦૦ રૂપિયા બહેનો, દીકરીઓ ને ભાણેજોને વહેંચી દેવા.

જાદવ : એ મને આપો. હું બધાંને વહેંચી આપીશ. (ભનીને) અલી એય, બોકડાની માફક જોયા શું કરે છે? ડોસાની પેટીમાં બેચાર દાગીના પડયા છે, તે માંગી લે.

ભની : (ઘૂંઘટામાંથી) બાપાજી. મને કશું જ ન જોઈએ. હું તો તમારી જ સેવા કરીશ. પણ મારા સાસુજીની કંઈ યાદગીરી હોય તો મને આપજો.

રામજીભાઇ : નાની વહુ, લ્યો આ સોનાની બંગડીઓ.

ભની : (બંગડીઓ લઇ લીધા પછી) બાપાજી. મને તો પેલો ચંદનહાર જોઇતો હતો.

રામજીભાઇ : લ્યો બેટા, આ હાર તમારો જ છે. અને મોટી વહુ

ધની : (ઘૂંઘટો કાઢીને) જી. બાપાજી.

રામજીભાઈ : લ્યો આ મોતીનો કંઠો તમને. અરે મોટી વહુ, તમારી દીકરી ક્યાં ગઈ?

તરુ : (રાઘવની નાની દીકરી પ્રવેશે છે) કેમ દાદાજી મને બોલાવી?

રામજીભાઈ : લ્યો. બેટા, આ હીરાની વીંટી તમને.

તરુ : દાદાજી, મારે વીંટીનું શું કામ? મારે તમે મારી સાથે હો એટલે બસ.

ધની : લાવ. બેટા તરુ. હું સાચવી રાખીશ ને તું મોટી થશે એટલે તને પહેરાવીશ. એ તો દાદીમાની પ્રસાદી. એની ના ન કહેવાય.

રામજીભાઈ : નાની વહુ, લ્યો આ તમારી સાસુની સળી ને બુટીયાં તમને.

ભની : લાવો બાપુ. એ તો હું હેંશથી પહેરીશ.

રામજીભાઈ : દીકરાઓ. વહુઓ. બેટા, મારી બધી જ માયામૂડી મેં તમને વહેંચી આપી. હવે મારી પાસે મિલ્કતમાં માળા અને મોઢે રામનામ. થોડીક રોકડ રકમ છે તે ભગવાનના દર્શન ને જાત્રામાં વાપરીશ અને જિંદગીના છેલ્લા દિવસો તમો સૌ સંગાથે સુખેદુઃખે વિતાવીશ. આ વૃદ્ધની બને તેવી સેવા ચાકરી કરજો, ને ભાવ રાખજો. આપણી પાસે હવે કાંઈ રહ્યું નથી. એટલે આપણે તો

"ગઈ માયા ને ગઈ જંજાળ
સુખે ભજશું શ્રી ગોપાળ"

દૃશ્ય બીજું                    સ્થળ : રામજીભાઈનું એ જ ઘર

સમય : બે માસ પછીની એક બપોર.

પાત્રો : રામજીભાઈ, ધની, ભની, તરુ અને નાનો દીકરો જાદવ.
(મિલકત વહેંચી આપ્યા પછી યાત્રા કરીને લગભગ બે માસ પછી રામજીભાઈ આજે બે દિવસથી ઘેર આવ્યા છે.)

રામજીભાઈ : (હાથમાં માળા અને ધીમે પગલે પ્રવેશતાં) શ્રી હરિ... શ્રી હરિ...બે દિવસથી જોઉં છું. પણ જાણે ઘરનો તો કારભાર જ બદલાઈ ગયો છે. અરે મોટી વહુ ?

ધની : શું છે, બાપાજી ? ક્યારના માથું ખાવ છો તે ?

ભની : બાપાને લેવા આવતો જમ પણ પીટયો કોણ જાણે ક્યાં ઊંઘી ગયો છે.

રામજીભાઈ : નાની વહુ, હવે મારી હયાતી પણ નથી ગમતી કાં બાપુ ? મારા હાથનું તેડું હોત તો જમનું તેડું આજે જ તેડાવત, હશે. બપોર થયા, પેટને ભાડું આપ્યા વિના કાંઈ છુટકો છે ? જમવાને હજુ વાર છે ?

ભની : આખી જિંદગી ખાધું તોય ધરાયા નથી ? ટાણાસર જમવાનું જોઈતું હોય તો આ દેવદેવલાં અભેરાઈ પર મૂકો. ઘોડિયાની દોરી તાણો અને કુતરાં હાંકો, અને લાડ જોઈતાં હોય તો જાવ મોટી વહુને ઘેર.

ધની : (પ્રવેશ કરીને) શું કહ્યું, દેરાણીજી ? મારે ઘેર શું કામ ? સારાં ઘરેણાં તો તમે લઈ ગયાં છો. તે ચાકરી તમે કરો ને.

મની : ચાકરી કરો તમે! અને ન થાય તો ડોસાને પાંજરાપોળમાં મૂકી આવોને!

રામજીભાઈ : એમ?

મની : હાસ્તો. અમારું તો અમલદારનું ઘર, આખી રાત દમ ચડે છે. ઠાં, ઠાં કરીને ઊંઘ બગાડો છો, જ્યાં ત્યાં થૂંકીને ઘર બગાડો, એ મને ન પરવડે.

મની : બાપા, કપાત્રને દીધું તો સાંભળવાની વારી આવીને, ખમો, હું ખાવાની થાળી લાવું છું. ડોસા ગમે તોય માવતર કહેવાય.

રામજીભાઈ : જે વહુને લાડથી રાખી, એ આજે મને પાંજરાપોળમાં મૂકવાની વાત કરે છે. મોટી વહુ કંઈક અંશે પણ ખાનદાન તો ખરી જ. બે મહિના પહેલાં હું બાપુજી, વડીલ હતો, આજે ડોસો ડોકરો ને પાંજરાપોળમાં મૂકવા જેવો થઈ ગયો?

જાદવ : (પ્રવેશીને) બાપા. તમારી તે અક્કલ છે કે બળી ગઈ?

રામજીભાઈ : કોણ નાનો? ગગા, તે અક્કલ હોત તો હું મરણ મૂડી તને અને તારી વહુને દઈને, બાપ મટીને ડોકરો શું કામ થાત?

જાદવ : એ બાપા તમે આપ્યું છે તે કયો ઉપકાર કર્યો? ને એવું તે શું દઈ દીધું? અમારું હતું ને અમને દીધું. એમાં ગામ આખામાં કહેતા ને વગોવતા ફરો છો તે શરમાતા નથી?

રામજીભાઈ : (ગુસ્સે થઈ જતાં હાથમાં લાકડી લઈને) છાનો મર, કપૂત.

જાદવ : બાપા. લાકડી મૂકી દો. એ જમાનો ગયો. હવે તમારી

પાસે લાકડી છે તો અહીં એ જોડો છે. સમજ્યાને?
(ચાલ્યો ગયો)

રામજીભાઈ : (દુ:ખથી કુંઠિત સ્વરે ગળગળો થઈ જતાં) છોકરાંની મા ગઈ! ધન દઈ દીધું એટલે આ દશા? મોટો છોકરો પરવા ન કરે, નાનો જોડો દેખાડે, ત્યાં પારકી વહુઓ હડધૂત કરે તેમાં શી નવાઈ? ઓ પ્રભુ! પોતાનાં તે પોતાનાં મટી જાય, આનું નામ ઘડપણ! શરીર ન ચાલે, ને લક્ષ્મી ન હોય ત્યારે ડગલે પગલે અપમાન થાય. આનું નામ ઘડપણ! ઓ મારા નાથ, જો ઘડપણ આવું હોય તો આવતે અવતાર...
(આંસુભરી આંખે ડોસાનું રોતાં રોતાં ગીત)
ઘડપણ પહેલાં મોત દેજે.
ઓ નાથ મારા, ઘડપણ પહેલાં મોત દેજે.
ચાલે નહીં કાય અને કોઈ ન રહે આપણું,
આપણાં જે હોય તે જ મરણ ચહે આપણું,
તે પહેલાં પ્રાણ હરી લેજે...
ઓ નાથ મારા. ઘડપણ પહેલાં મોત દેજે.
(રામજીભાઈ આંસુ લૂછી એક ખૂણે બેસી જાય છે ત્યાં નાની દીકરી તરુ આવી પહોંચે છે.)

તરુ : (પોતાની કાલી ભાષામાં) દાદાજી, તમે કેમ રડો છો? હમણાં તમે મારી સાથે જમવા નથી બેસતા ઈ મને નથી ગમતું. ચાલો, આજે આપણે સાથે જમવા બેસીએ. નહીં આવો દાદાજી? મારા પર નારાજ થયા છો?

રામજીભાઈ : હું નારાજ થાઉં? મારાં બાળકો પર કોઈ કાળે નહીં. તું તો મારી વહાલી દીકરી છે.

ધની : (પ્રદેશીને) તરુ બેટા, જાવ, અંદર જાવ. બાપાજી, (ઘૂંઘટમાંથી) એક સાચી વાત કહું ? સંસાર સ્વાર્થી છે, એ નહોતા જાણતા ? શા માટે દીકરાઓને મિલકત વહેંચી દીધી ? આજે આ દશા તો ન આવત ? બાપાજી, મને તમારી દયા આવે છે. મારી એક વાત માનશો ?

રામજીભાઈ : શું કહેવું છે મોટાં વહુ ?

ધની : તમારું દુઃખ ટળે એવી મેં એક યુક્તિ શોધી કાઢી છે. (અંદર જઈને એક થેલી લઈ આવી) લ્યો આ રોકડા સો રૂપિયા. કાલે બહારગામ જાવ, બધાને કહેજો કે "તમારા ત્રાસે ચાલ્યો જાઉં છું, થોડીક મૂડી છે તે લઈ આવું." બીજે દિ પાછા આવજો, સાથે એક સારી પેટી લેતા આવજો. અને બંધ બારણે આખી રાત બેસીને આ રૂપિયા ખખડાવજો.

રામજીભાઈ : એટલે હજી મારી પાસે મૂડી છે તેમ બતાવું ?

ધની : પછી વકીલને બોલાવજો, વીલ કરજો, ને પેટી સીલબંધ સોંપી દેજો બાંધી મૂઠી રાખજો ને મારા રૂપિયા મને પાછા આપી દેજો.

રામજીભાઈ : યુક્તિ તો સારી છે બેટા, પણ આ ઘરડે ઘડપણ હું આવી લુચ્ચાઈ કરું ?

ધની : આ લુચ્ચાઈ નથી. બાપાજી, જેવાની સાથે તેવા. ઘરનાં બધાય લલચાશે ને ચાકરી કરશે. ને તમારા દિવસો સુખે વીતી જશે.

રામજીભાઈ : અરે પેટના જણ્યાઓની બનાવટ કરવી ?

ધની : અનુભવી થઈ ને અકળાવ છો ? બાપા, સાચી સેવા કરે એવા તો સોમાં પાંચ, બાકી તો સંસાર સ્વાર્થી છે; ત્યાં આપણે કોણ ?

## ગીત

આપણું કોઈ યે નથી સહુ સ્વાર્થી,
દાખવે આડંબર બહારથી,
આપણાં ગણીને જેને આપણે નિભાવતાં,
તે જ અર્થ સાધીને મોઢું છુપાવતાં.
દેશે ધક્કો એ દ્વારથી...
જીવન છે રથ, કર્મ તેના તોખાર છે,
મન છે લગામ, ધર્મ સાથી થનાર છે.
આત્મા એ રથનો સારથિ.
આપણું કોઇ યે નથી...

દૃશ્ય ત્રીજું

સ્થળ : એ જ ઘર

સમય : બે દિવસ પછીની એક રાત

પાત્રો : રાઘવ, જાદવ, ધની, ભની, રામજીભાઈ ને વકીલ.

[ બે દિવસના ગાળામાં રામજીભાઈ બહારગામ જઈ ને આવી ગયા છે. ને અંદરથી બારણું બંધ કરીને બેઠા બેઠા રૂપિયા ગણતા હોય તેવો અવાજ આવે છે. ધની બહારથી અવાજ સાંભળી અંદર]

ભની : (પ્રવેશીને) જોયું ને બેન બા, તમે તો ફિકર કરતા હતા કે તમારા ડોસા ઠામુકા ગયા. પણ એ તો બે દિ'માં જ પાછા આવી ગયા ને?

ધની : ભલેને આવ્યા, અરે! પણ જરા સાંભળ તો ખરી. [રૂપિયાનો રણકાર અંદરથી સંભળાય છે.]

ભની : હેં! ડોસાની ઓરડીમાંથી રૂપિયાનો અવાજ!

રાઘવ : આજે ડોસો કલાકોથી રૂપિયા ગણી રહ્યો છે ને ખોંખારા ખાઈ રહ્યો છે.

જાદવ : તે ડોસા દલ્લો ક્યાંકથી લઈ આવ્યા લાગે છે!

રાઘવ : જૂનાં માણસની એ જ મજા છે. કોઈને ખબર પણ ન પડે ક્યાંક ખાનગી રૂપિયા રાખ્યા હશે તે જઈ ને લઈ આવ્યા. હમણાં જ મને કહ્યું કે વકીલને બોલાવ. મારે વીલ કરવું છે. પેટી સીલ કરીને સોંપી દેવી છે. સવારે વકીલ આવશે ત્યાં સુધીમાં ડોસાને પાછો મનાવી લેવો જોઈએ.

[ રૂપિયા ગણવાનો અવાજ ધીમો ધીમો આવે જાય છે. વધુ અંધકાર થતાં ધીમે ધીમે આછો સૂર્યનો પ્રકાશ આવે છે. રાત પૂરી થાય છે. ]

જાદવ : ક્યાં ગઈ, અરે ઓ !

ભની : શું છે? અરે ગાંડી, આજે બાપાની માફી માગ ને લઈ ચલ પાછા ઘરમાં. નહી તો દલ્લો ગુમાવીશું.

ધની : (પ્રવેશીને રાઘવને) અરે ભાર શા છે? એના બાપાની એવી તો ચાકરી કરીશું કે બાપા બીજે જવા જ તયાર ન થાય.

રામજીભાઈ : (પોતાની ઓરડીમાંથી બહાર આવતાં) દીકરાઓ, હજુ અહીં જ છો?

રાઘવને : આપનાં દર્શનની જ રાહ જોતા હતા, બાપુ.

રામજીભાઈ : અરે મોટી વહુ, જરાક પાણી પીવા માટે લાવો.

ભની : અરે પાણી શું બાપા, હમણાં દૂધ લાવું છું. બાપુજી તમે ક્યારે આવ્યા? આમ કહ્યા વિના આવી ચાલી ગયા તે હું તો ફિકર જ કર્યા કરતી હતી. લ્યો બાપુ, પગે લાગું છું. (પગે પડે છે.)

રામજીભાઈ : (મીઠાં હાસ્યથી) સુખી થાવ બેટા.

ધની : આશીરવાદ મને પણ આપો બાપાજી, કે મારો સ્વભાવ પણ કંઈક સુધરે, કડવું બોલવાની વૃત્તિઓ જાય. બાપા, ચાલો, ચા તૈયાર છે.

ભની : હવે રહો તમે; મેં ક્યારનુંય દૂધ કરી મૂક્યું છું.

ધની : ત્યારે જમજો અમારી સાથે બાપાજી. હું આજે પૂરણપોળી કરીશ.

જાદવ : ના, જમશે તો અમારે ત્યાં, મેં સેવ લાવી રાખી છે.

ધની : તેથી શું?

રાઘવ : બાપુ મારે ત્યાં જ આવશે.

રામજીભાઈ : ખેંચતાણ ન કરો. મારે તો બેય આંખો સરખી. મોટી વહુ, એક દિવસ તમારે ત્યાં. બસ બંનેની વારી રહીને?

અની : બાપા, મારી ભૂલચૂક માફ કરજો.

સની : અને મારો સ્વભાવ ઉછાંછળો છે. તો મારા બોલ્યા સામું ન જોશો. ( બધાં જ ગયાં. ડોસો એકલો રહ્યો. )

રામજીભાઈ: આ માન મને નથી, પણ આખી રાત રૂપાબાઈનો જે રણકાર ચાલ્યો તેનાં છે. વાહ ! લક્ષ્મીદેવી...વાહ !

" તું જ ગર્વ ઉતારે, તું જ ગર્વ ઉપજાવે,
કલેશ કરાવે તું જ, તું જ કલેશ વિસરાવે...
જ્યાં તારા ચમકાર, ત્યાં સહુ શીશ નમાવે.
દુનિયા તણું સ્વરૂપ તું સાચું સમજાવે."

જાદવ : ક્યાં ગઈ, અરે ઓ !

ભની : શું છે? અરે ગાંડી, આજે બાપાની માફી માગ ને લઈ ચલ પાછા ઘરમાં. નહી તો દલ્લો ગુમાવીશું.

ધની : (પ્રવેશીને રાઘવને) અરે ભાર શા છે? એના બાપાની એવી તો ચાકરી કરીશું કે બાપા બીજે જવા જ તયાર ન થાય.

રામજીભાઈ : (પોતાની ઓરડીમાંથી બહાર આવતાં) દીકરાઓ, હજુ અહીં જ છો?

રાઘવને : આપનાં દર્શનની જ રાહ જોતા હતા, બાપુ.

રામજીભાઈ : અરે મોટી વહુ, જરાક પાણી પીવા માટે લાવો.

ભની : અરે પાણી શું બાપા, હમણાં દૂધ લાવું છું. બાપુજી તમે ક્યારે આવ્યા? આમ કહ્યા વિના આવી ચાલી ગયા તે હું તો ફિકર જ કર્યા કરતી હતી. લ્યો બાપુ, પગે લાગું છું. (પગે પડે છે.)

રામજીભાઈ : (મીઠાં હાસ્યથી) સુખી થાવ બેટા.

ધની : આશીરવાદ મને પણ આપો બાપાજી, કે મારો સ્વભાવ પણ કંઈક સુધરે, કડવું બોલવાની વૃત્તિઓ જાય. બાપા, ચાલો, ચા તૈયાર છે.

ભની : હવે રહો તમે; મેં ક્યારનુંય દૂધ કરી મૂક્યું છું.

ધની : ત્યારે જમજો અમારી સાથે બાપાજી. હું આજે પૂરણપોળી કરીશ.

જાદવ : ના, જમશે તો અમારે ત્યાં, મેં સેવ લાવી રાખી છે.

ધની : તેથી શું?

રાઘવ : બાપુ મારે ત્યાં જ આવશે.

રામજીભાઈ : ખેંચતાણ ન કરો. મારે તો બેય આંખો સરખી. મોટી વહુ, એક દિવસ તમારે ત્યાં. બસ બંનેની વારી રહીને?

અની : બાપા, મારી ભૂલચૂક માફ કરજો.

બની : અને મારો સ્વભાવ ઉછાંછળો છે. તો મારા બોલ્યા સામું ન જોશો. (બધા જ ગયા. ડોસો એકલો રહ્યો.)

રામજીભાઈ : આ માન મને નથી, પણ આખી રાત રૂપાબાઈનો જે રણકાર ચાલ્યો તેનાં છે. વાહ ! લક્ષ્મીદેવી...વાહ !

"તું જ ગર્વ ઉતારે, તું જ ગર્વ ઉપજાવે,
કલેશ કરાવે તું જ, તું જ કલેશ વિસરાવે...
જ્યાં તારા ચમકાર, ત્યાં સહુ શીશ નમાવે.
દુનિયા તણું સ્વરૂપ તું સાચું સમજાવે."

દ્રશ્ય ચોથું એ જ ઘર. સમય : લગભગ ચાર માસ પછીનો :

પાત્રો : રાઘવ, જાદવ, ધની, ભની, તરુ અને વકીલ.

સમય : સવારનો.

( ઉપરની વાતને ત્રણ ચાર માસ વીતી ગયા છે. વહુ દીકરાઓ વૃદ્ધની બરોબર ચાકરી કરે છે. ત્યારબાદ એક દિવસ અચાનક રામજીભાઈ ગુજરી જાય છે, દીકરાઓ ક્રિયાકારજ કરે છે. આજે વડીલનો વારસો વહેંચાવાનો છે.)

[ રાઘવ અને જાદવ એક મેજ પાસે ખુરશી પર બેઠા છે. સાથે વકીલ મહાશય પણ બેઠા છે ]

રાઘવ : ભાઈ જાદવ, ગજબ થઈ ગયો. મારે તો એક તરફ વેપારમાં નુકશાની ગઈ. અને બીજી તરફ ડોસા અચાનક ગુજરી ગયા. તેનું કારજ કરવું પડયું.

જાદવ : અરે મોટાભાઈ, મારા પણ એ જ હાલ છે. લાંચ લીધી કોકે અને વાંક મારા પર ઢલવાયો, નોકરીમાંથી બરતરફ થયો, કારજમાં અડધો ભાગ આપવો પડયો. હવે પાછો પ્રયત્ન કરું છું. નોકરીમાં જોડાવાનો. જોઈએ, હવે બાપા વીલમાં શું લખી ગયા છે.

ધની : (પ્રવેશીને) ચાલો, ઘરનાં બધાં જ હાજર થઈ જાવ, અરે કયાં ગયાં દેરાણી, ચાલો.

તરુ : કાકી, ચાલો.

ધની : વડીલ સ્વર્ગવાસી થયા, તેમનું લખેલું વીલ આજે વંચાય છે. અને છેલ્લો વારસો વહેંચાય છે. વકીલ સાહેબ, આ પેટીનું સીલ ઊખેડી નાંખો. વીલ વાંચો. અને અમૂલ્ય વારસો અમને બધાંને વહેંચી આપો.

વકીલ : પહેલાં તો આ મારું બીલ બેય ભાઈઓ ચૂકતે કરી આપો. પછી આગળ વધું.

જાદવ : ભાઈ, આ તો ખાતર માથે દીવો. ચાલો, બીલના પૈસા અડધા હું આપું અને અડધા તમે. તે સિવાય વાત આગળ નહીં વધે.

(વકીલનું બીલ ચૂકવે છે. વકીલ પેટીનું સીલ તોડીને એક કાગળ વાંચવો શરૂ કરે છે.)

વકીલ : ત્યારે હવે હું વીલ વાંચું છું. (ખોંખારો ખાઈને)

" મારાં વ્હાલાં બાળકો,

ઈશ્વર તમને સદ્દબુદ્ધિ આપે, મારી બધી જ મિલકત મેં તમને સરખે ભાગે વહેંચી આપી. બાકી મારી પાસે રહી અંતરની આશિષ, જેની તમને કિંમત નથી. અને કાંઈક કિંમતી વસ્તુ મેળવવા માટે તમે મારી ચાકરી કરી છે. તો નીચે લખેલી વસ્તુઓ હું તમને ભેટ આપું છું, સૌથી પહેલું મારા નાના દીકરાની વહુ, મને ભોજન જમાડનારી અન્નપૂર્ણા...

મની : જોયું ને, કેવાં વખાણ કર્યાં છે, બાપાએ ? અને મેં ચાકરી પણ એવી જ કરી છે ને !

તરુ : સાથે ગાળો પણ દીધી છે ને કાકી ?

વકીલ : નાના દીકરાની વહુને, મારી પૂજાની ટોકરી, જેના અવાજથી મારા હૃદયને જગાડું છું, તે જ અવાજ નાની વહુની સદ્દબુદ્ધિ જાગૃત કરે એ આશાએ આ ટોકરી એને ભેટ.

(વકીલ પૂજાની ટોકરી જરા વગાડીને આપે છે.)

તરુ : કાકી, તમારાં નશીબમાં ટોકરી. ટણણણ વગાડ્યા કરો.

મની : મૂંગી મર ચિબાવલી.

વકીલ : હવે મોટો દીકરો પૂરો વહેવારુ અને વહેવાર એટલે સ્વારથ. તેને આ તુલસીની માળા.

રાઘવ : (માળા લઈ લીધી) માથે ચઢાવું છું બાપા.

વકીલ : નાના દીકરાની વહુને એક બીજી ભેટ. એ બિચારીને ચોખ્ખાઈનો બહુ શોખ છે, એટલે તેને મોરપીંછાની પીંછી. અને મારો નાનો દીકરો મોટો અમલદાર, એક વાર મને બુટ દેખાડતો હતો, તેને, આ ચાખડી. ( જાદવને આપે છે. )

તરુ : કાકા, ચાખડી પહેરીને ફર્યાં કરો.

વકીલ : હવે મારા મોટા દીકરાની વહુને મારી દેવસેવાની પેટી અને આ રોકડા સો રૂપિયાની થેલી, મોટી વહુને અંતરની આશિષ છે કે સુખી રહો. યુક્તિ ન બતાવી હોત તો કમોતે મર્યો હોત.

ધની : મને એ જ જોઈએ છે. બાપુ [ દેવસેવાની પેટી વકીલ પાસેથી લઈને માથે ચડાવી વંદન કર્યાં અને સો રૂપિયા રાઘવને આપી દીધા. ]

વકીલ : અને આ પૂજાની મહોર, મારી પૌત્રીને.

તરુ : લાવો, દાદાજીની પ્રસાદી મને બહુ ગમશે.

વકીલ : બસ. ઈતિશ્રી, સદ્ગુણી થાઓ ને સુખી રહો; ને ભજન કરો :

મીરાંને પૂર્વજન્મની પ્રીત રે !

જાદવ : અલ્યા વકીલ, આ શું મશ્કરી માંડી છે ? આમાં મૂડી ક્યાં ?

રાઘવ : મૂડી જેવું કંઈ હતું જ નહીં !

જાદવ : ત્યારે આખી રાત રૂપિયા ગણ્યા'તા ઈ ?

ધની : બનાવટ, માત્ર ખખડાવવા માટે સો રૂપિયા મારી પાસેથી ઉછીના લીધા'તા તે આ પાછા આવ્યા.

જાદવ : ડોસાએ આપણને બનાવ્યા !

ધની : મારી ચાકરી ફોગટ ગઈ ને ડોસાએ મને પણ છેતરી !

વકીલ : ખરું પૂછો તો વૃદ્ધે તમને બનાવ્યા કે તમે વૃદ્ધને બનાવ્યા ? એમણે ઉછેર્યા, ભણાવ્યા, પરણાવ્યા : ઘરબાર, ઈજ્જત

પૈસા અને છેવટ મરણમૂડી પણ આપી દીધી. બદલામાં તમે શું કર્યું ? અને આજેય સ્વર્ગવાસી આત્માની નિંદા કરો છો ? શરમ નથી આવતી !

નરુ : વકીલ કાકા, સાચું બોલે છે. મારા બાપાએ દાદાજીને બહુ દુઃખી કર્યા'તા.

રાઘવ : ખરી વાત છે. વડીલને દુઃખી કર્યા તેનું ફળ અમને બરાબર મળ્યું. મારો વેપાર વણસ્યો, જાદવની નોકરી ગઈ, ને આ દુઃખી થયા તેમાં ભૂલ આપણી.

જાદવ : બાપાના નિસાસા લાગ્યા.

સની : મેં પણ ચાકરી કરી'તી બુરા હેતુથી. તેનો બરાબર બદલો મળ્યો.

ચની : ભૂલ માટે પસ્તાવો થાય છે, એટલું જ બસ.

વકીલ : અને મોઢા મોઢા પણ તમો તમારી ભૂલ કબૂલ કરો છો, આટલી સદ્‌બુદ્ધિ સૂઝી તે પ્રતાપ વડીલની આશિષનો. સદ્‌વિચાર, વિવેક ને સદ્‌બુદ્ધિ આ વડીલો તરફથી મળતો વારસો. ( વકીલ જાય છે. )

ગીત

ચની : છે વારસો એ સાચો
વૃદ્ધોનો આશીર્વાદ.

સની : સમજણ પડી એ આજ
તો પામ્યા કૃપાપ્રસાદ.

રાઘવ : જે હોય આપણા મનમાં
તે બાળકના જીવનમાં.

જાદવ : ભૂલ્યો, હું કબૂલ કરું છું.

સની : મુરખી, હું લાજી મરું છું.

બધા જ : અમને પણ રહેશે પસ્તાવો
આ જીવનભર યાદ.
છે વારસો એ સાચો.

# ગુણવંતી

આર્ય સન્નારી, સહનશીલતાથી પોતાનો સંસાર ઉજ્જવળ બનાવી શકે છે. માટીમાંથી માનવ સર્જી શકે છે, જડ વસ્તુમાં પણ પ્રાણ પૂરી શકે છે.

ગુણવંતી સંસારમાં કેવી રીતે સ્વર્ગ ઉતારે છે, પતિગૃહે આવીને ઘર શોભાવે છે, પતિને નિભાવે છે, કેળવે છે અને સંસાર પાર ઉતારે છે, તે વસ્તુનું આ નાટિકામાં નિરૂપણ કરાયું છે.

વર્ષો પૂર્વે આ નાટિકા ગ્રામોફોન રેકોર્ડ પર ઉતારવા આપેલ, જે સુધારાવધારા અહીં સાથે રજૂ કરીએ છીએ.

# પાત્રસૂચિ

ચિત્રા : જમનાપ્રસાદની પત્ની

જમનાપ્રસાદ : ભાઈ

ગુણવંતી : બહેન

તરુણકાન્ત : ગુણવંતીનો પતિ

ઈર્ષ્યા : તરુણકાન્તનાં ઈર્ષ્યા

હસમુખી : તરુણકાન્તની બહેન

## દૃશ્ય પહેલું

**સ્થળ** : જમનાપ્રસાદનું ઘર

**સમય** : સવારનો

**પાત્રો** : જમનાપ્રસાદ, ચિત્રા અને ગુણવંતી.

જમનાપ્રસાદ : (પ્રવેશતાં) ચિત્રા, અરે ઓ ચિત્રા! ગુણવંતી, ક્યાં ગયાં બધાં?

ચિત્રા : (ઘરમાંથી અંદરના ઓરડામાંથી બહાર આવતાં) શું છે? શા માટે બૂમો મારો છો?

જમનાપ્રસાદ : હું બૂમો મારું છું? અને તું વડકાં નથી ભરતી? રૂઆબ શાનો કરે છે? ઑફિસે જવાનો સમય થયો છતાં છે કોઈ વાતની તૈયારી? ઊંહ, કોઈ ચીજ ઠેકાણાસર મુકાતી નથી.

ચિત્રા : હું તે કેટલુંક કરું? બેય વાર રસોડું, ઝાડુઝપટો, સાફ-સુફી, કપડાં ધોવાના આ બધા કામમાંથી પરવારું ત્યારે ને? કયોને તમારી લાડકી બહેનને કે અડધું કામ ઉપાડી લે.

જમનાપ્રસાદ : તે શું ગુણવંતી કામમાં મદદરૂપ નથી થતી?

ચિત્રા : બહુ મોંએ ચડાવી છે. લાડ લડાવ્યાં છે, પછી કામ ક્યાંથી કરે? તેમાં પણ જો કંઈ મારાથી કહેવાઈ ગયું તો ખલાસ. મારો વાંહો ને તમારો હાથ. જે હાથ આવ્યું તે છૂટું જ ફેંકવાની તમારી આદત.

જમનાપ્રસાદ : હવે તું, મૂગી રહીશ, મને નિરાંત જીવે ઑફિસે જવા દઈશ કે પછી તારું જ પુરાણ ચલાવે રાખીશ?

(ગુણવંતી આવીને સાંભળી રહી છે) શું બૈરાઓનો સ્વભાવ છે? ધણી થાકયોપાકયો ઘેર આવે ત્યારે છણકો, ઘેરથી ઓફિસ જવા નીકળે ત્યારે છણકો, અને વાળુપાણી કરવા બેઠા કે રોજની રામાયણ શરૂ. શું જિંદગી થઈ પડી છે! (બડબડ કરતો જમનાપ્રસાદ ચાલ્યો ગયો.)

ગુણવંતી : ભાભી! મારા ભાઈ સાથે પાછી તકરાર થઈ? બળ્યું આ રોજના ઝઘડા તે કંઈ સારું કહેવાય?

ચિત્રા : લ્યો રાખો હવે, બહેન બા! બહુ ડાહ્યાં થાવ છો તે પરણશોને ત્યારે ખબર પડશે. અને તમારા ભાઈનો તો સ્વભાવ જ બૂમો મારવાનો છે, એમાં હું શું કરું?

ગુણવંતી : એમાં ખબર શું પડવાની હતી, ભાભી! એ તો દીવા જેવું છે કે સામાના સ્વભાવને આપણે અનુકૂળ થવું જોઈએ, પતિનો સ્વભાવ ગરમ હોય તો પત્નીએ સહનશીલ થવું જ જોઈએ. નહીં તો સંસાર ચાલે જ નહીં.

ચિત્રા : વાહ, નણંદબા, ડહાપણ તો બહુ દેખાડો છો. એ તો સાસરે જશો ને ત્યારે સમજશો.

ગુણવંતી : ભાભી! સ્ત્રીના હૃદયમાં એ શક્તિ છે કે સદ્દગુણી ને ચતુર નારી ધારે તો નરને નારાયણ બનાવી શકે. પથ્થરને પણ દેવ બનાવી શકે.

ચિત્રા : બહુ અભિમાન ન રાખો બહેનબા, જોઉં છું હવે; આજે જ તમારા ભાઈને કહીશ, કે તમારે માટે કોઈ સુંદર પથરો જ ખોળી કાઢે, પછી તેને કેમ દેવ બનાવશો તે હું જોઈશ.

ગુણવંતી : સાચી નિષ્ઠા, પ્રેમ અને સહનશીલતાથી વેરીને પણ વશ

કરી શકાય. દૈવી મૂર્તિ પણ જડ પથ્થરમાંથી જ બને અને ત્યારે જ સંસાર સ્વર્ગ બની રહે. તેમ છતાં પણ નશીબમાં જે લખ્યું હશે તે કોઈથી મિથ્યા થવાનું નથી. જે હશે તે ભોગવી લઈશ.

ચિત્રા : ત્યારે તો હવે તમારે માટે એવો મૂરતિયો ગોતું કે તમારું અભિમાન ઊતરી જાય સાસરે દુઃખી થાવ અને સ્ત્રીનો અવતાર ન મળ્યો હોય તો સારું તેમ થઈ આવે.

ગુણવતી : વિનંતી રૂપે શિખામણના બે શબ્દો કહ્યા તેનો અનર્થ કરો છો ભાભી! તમારું કર્યું શું થવાનું છે? અને થાય તો પણ પડ્યું પાનું નિભાવવાની મારી હિંમત છે.

ગીત

મને છે સ્ત્રીજીવનનાં માન
જગતમાં રમણી રત્ન સમાન.
રંક ઝૂંપડી સ્વર્ગ બનાવે, પ્રમદા પૂરે પ્રાણ.
મને છે સ્ત્રી જીવનનાં માન.
સારાને સહુ કો અપનાવે ને રાખે અભિમાન.
પણ ભૂંડાને ભલા કરીને નિભવે તે ગુણવાન.
મને છે સ્ત્રી જીવનનાં માન.

## દૃશ્ય બીજું

**સ્થળ** : સામાન્ય સ્થિતિનું તદ્દન અવ્યવસ્થિત ઘર.

**સમય** : સવારના ૧૦ પછીનો.

**પાત્રો** : ફઈબા, હસમુખી, તરુણકાન્ત, જમનાપ્રસાદ વગેરે.

ફ : (પ્રવેશતાં) આ ઘરમાં કોઈનામાં તે અક્કલ બળી છે કે નહીં ? ઓલી ચિત્રા મને વચન દઈ ગઈ છે કે એની નણંદ ગુણવંતીનું સગપણ આપણા તરુણ જોડે કરવા જમનાપ્રસાદ અહીં આવવાનો છે. અને ઘરમાં કોઈ વાતનું ઠેકાણું નથી. અરે મોટાઈનો જરાક તો દેખાવ કરો. ક્યાં ગઈ હસુડી ?

હસમુખી : ફઈબા,...મને હસુડીને બદલે હસમુખી કહો.

ફઈબા : હવે જાને , ડાચું ધુમાડા જેવું ને વળી " હસમુખી કહો. " ચાલ જોઉં, ટાપટીપ પછી કરજે. આ રૂપાનાં વાસણ અભેરાઈ પર ગોઠવી દે, પણ જો અલી, કોઈનાં માગી લાવી છું, તેમાંથી એકેય ખોવાય નહીં. પાડોશીનો લાવેલ રેશમી ગાલીચો પાથરો. પાનસોપારીની તાસક ગોઠવી અને ચા નાસ્તો તૈયાર રાખો અને ક્યાં ગયો તરુણીઓ ?

તરુણકાન્ત : હાજર છું, ફઈબા, મારું સગપણ કરવું છે ને પ...પ ...પણ તમે તો પેલા બારીસ્ટરની દીકરી સાથે.

ફઈબા : ચૂપ મરી રે. તોતડી જીભનું ઠેકાણું નથી ને ઘેર બેઠાં કન્યા આવે છે ત્યારે વાયડો શેનો થાય છે ? ટેબલ ખુરશી સરખાં ગોઠવી દે, ગાભા જેવાં કપડાં અંદરના ઓરડામાં

મૂકી આવ. નવો સૂટ પહેરીને તૈયાર થઈ જા અને જરાય બોલતો જ નહીં; સમજ્યોને, બને ત્યાં સુધી મૂગો જ રહેજે. અને મહેમાન આવે કે શાક લેવા ચાલ્યો જજે, ટેકસીમાં જજે અને સોની નોટ શાક લેવા લઈ જજે.

તરુણ : અરે વાહ, શાક લેવામાં સો રૂપિયાની નોટનું શું કામ છે?

ફઈબા : મૂરખ, મોટાઈ દેખાડવી જોઈએ ને! જો ટેબલના ખાનામાં મૂકી છે તે નોટ મહેમાન આવે પછી હું શાક લેવા જવાનું કહું એટલે તરત જ ખાનું ખોલીને સોની નોટ દેખાય તેમ લઈને જજે. ચારપાંચ મોંઘા શાક લાવજે ને મજૂર કરજે. ને બાકીના પૈસા સાચવી રાખજે, માળા મૂરખ,

તરુણ : મજૂર! ફઈબા! કાલે મણ એક બાજરો માથે ઉપાડાવ્યો ને આજે પાંતશેર શાતમાં મજૂરનું તું કામ તે.

ફઈબા : ડહાપણ ડાહ્યો થા મા, ને કહું એમ કર, જોજે જરાય બોલીને પોલ ન પ્રકાશતો (તરુણકાન્ત અંદર ગયો. થોડીવાર ફઈબાએ બધું સમુંનમું કર્યું ત્યાં બારણું ખખડયું.) અરે હસુડી મેહમાન આવી ગયા લાગે છે. તરુણીયા જલદી તૈયાર થઈ જા, (ફઈબાએ બારણું ખોલ્યુ. ત્યા જમના પ્રસાદ અને સાથે બે જ્ઞાતિજનોનો પ્રવેશ.)

જમનાપ્રસાદ : જય જય ફઈબા!

ફઈબા : જય જય, આવો ભાઈ આવો આવો, ભાઈઓ, પધારો. કેમ જમુભાઇ બધા છો તો ખુશીમાં? અરે હસુબેન બેટા, ઓસામણનો વઘાર કરીને પછી મહેમાન હારૂ ચા મૂકજે, વઘારમાં તજલવીંગ મૂકજો. ચામાં જરાક એલચી વાટીને નાખજો, નાસ્તો પણ તૈયાર કરીને લાવો જોઉં, જોયુંને

જમુભાઈ મારો તો જીવ જ એવો ને કે મને ચેન ન પડે. છોકરાંઓને દુઃખ ન થવું જોઈએ.

જમનાપ્રસાદ : અરે ફૈબા, તમારાં તો વખાણ મેં મારા ઘરમાં બહુ જ સાંભળ્યાં છે.

હસમુખી : બા, આ ચાહ નાસ્તો. (પ્લેટો કપરકાબી વગેરે લઈને આવે છે.)

ફૈબા : જરાક વિવેક શીખો બેટા. આવા મેહમાનોને ચાહ. આવા કાચના કપમાં હોય? રૂપાનાં પ્યાલા-રકાબી શું મૂકી જ રાખવાનાં છે.

જમનાપ્રસાદને સાથે આવેલા ભાઈઓ : અરેઅરે! ચાલશે ફૈબા! એમાં શું છે?

ફૈબા : અરે તરુણકાન્ત, ક્યાં ગયો દીકરા, તરુણ?

તરુણ : હા. જી

ફૈબા : જમુભાઈ, આ, અમારો તરુણ, (તરુણે નમસ્તે કર્યાં.) દેખાવે રાજકુમાર જેવો છે ને?

જમનાપ્રસાદ : વાહ, ભાઈ શું ભણો છો? (તરુણ બોલવાનો યત્ન કરે ત્યાં વચ્ચેથી)

ફૈબા : આ હમણાં બી એ. પાસ થઈને મેટ્રીકમાં પડયો છે ને કૉલેજમાં જાય છે. (તરુણને) જાવ ભાઈ મોડું થાય છે. હવે ખાનામાંથી એક સોની નોટ લઈ જાવ ને શાકભાજી લઈ આવો. (તરુણકાન્તે ખાનું ખોલ્યું. ૧૦૦ ની નોટ હાથમાં લીધી ને ચાલવા માંડયું.) આ જોને જમુભાઈ, મારે તો ભાઈની આફ્રિકાની કમાણી. સોની નોટ વટાવું તે તો ચાર દિવસમાંજ પૂરી થઈ જાય છે.

જમના : નશીબદાર છો, ફૈબા, અરે ફૈબા શું કહ્યું તમે ભાઈના

અભ્યાસ બાબત ? બી. એ. પાસ થઈ ને મેટ્રીકમાં પડયો ? આ
કેવું ભણતર ? મેટ્રીક પછી હવે બી. એ. માં હશે.

ફઈબા : તો એમ હશે ભાઈ, એ વાતમાં હું ઝાઝું ન સમજું. હું
તો એટલું જ કહું કે દેવ જેવો દીકરો છે અને ઘરમાં
દોમદોમ સાહ્યબી છે એટલે ગુણવંતીને તો અહીં આવીને
રાજ જ કરવાનું છે. બોલો શું વિચાર છે ?

જમનાપ્રસાદ : વિચાર શું કરવાનો ફઈબા ? અમને વાંધો નથી.
આજે જ ચાંદલા ને આઠ દિવસે જ લગન. કારણ કે મારે
રજા થોડી છે.

ફઈબા : જીવતો રહે ને સો વરસનો થા દીકરા. અરે હસુબેન, જમુભાઈને
ગોળ ખવરાવો, મીઠું મોઢું કરાવો, કુટુંબમાં સાકર
વેંચો. ભાઈનો વિવાહ નક્કી થયો છે. (હસુમતી રકાબીમાં
ગોળ લઈને આવી ને મોં મીઠાં કરાવ્યાં.)

દૃશ્ય ત્રીજું

દૃશ્ય : એ જ ઘર, ઘરમાં આછો પ્રકાશ–શરણાઈના સૂર ધીમા ધીમા આવી રહ્યા છે.

(ગુણવંતીનાં તરુણકાન્ત સાથે લગ્ન થઈ ગયાં છે અને ગુણવંતી સાસરે આવી છે)

દૃશ્ય બીજાનો જ સન્નિવેષ, પરંતુ રેશમી ગાલીચા, વાસણો ખુરશીઓ એમાંનું કંઈ નથી. અને ઘર પૂર્ણ રીતે અવ્યવસ્થિત જણાય છે

પાત્રો : તરુણકાન્ત, ગુણવતી, ને ફઈબા

(શરણાઈના સૂર આવતા બંધ થયા. ત્યાં પૂર્ણપ્રકાશ. ગુણવંતી બેઠી છે.)

ગુણવંતી : આખરે ભાભીએ ધાર્યું કર્યું. ભાઈ બિચારો લાચાર થયો અને એવા કુટુંબમાં પરણાવી કે જ્યાં એકથી એક ચઢિયાતાં છે કાંઈ ફિકર નહીં. (ખોંખારો ખાતો તરુણ પ્રવેશે છે.) આવ્યાં, દેખાવ તો કંઈ ખોટો નથી. મિજાજ કેવો છે તે જોઈએ ?

તરુણ : કકાં શું કરો છો ? મોઢાં પર ઘૂંઘટો કક કેમ કાઢયો છે ?

ગુણવંતી : હાય, હાય, આ તો તોતડા છે.

તરુણ : તત્તોતડી તું તે તતારી મા, હું કંઈ તોતડો નથી. એ જરા અઘરો શબ્દ આવે ત્યારે જીભ જરાક થથોથવાય છે.

ગુણવંતી : બસ, બસ, રહેવા દો. સમજી ગઈ. જીભ જરાક અચકાય છે એટલું જ ને ? કાંઈ વાંધો નહીં. હું કહું

તતતારો થયો હું આજથી તતારૂં કહ્યું કરનાર છું.
(ફઈબા ધૂંવાંફૂવાં થતાં પ્રવેશ–તરુણ દૂર ઊભો રહે ગુણવંતી લાજ કાઢીને ઊભી રહી ગઈ.)

ફઈબા : કાંઇ કળજુગ, કળજુગ, મુઆ આ જુગના તે કંઈ છોકરા છે! મેં જાણ્યું કે નાની વહુ આવશે એટલે હું પગ પર પગ ચઢાવીને નિરાંતે બેસીશ, ત્યાં તો કામ કરવાને બદલે મારાં રોયાં ગાય છે, અલ્યા તોતડા!

તરુણ : હાજર ફઈબા,

ફઈબા : શું કરતો'તો?

તરુણ : કકકાંઈ નહીં. ફઈબા એ તો ભજન ગાતો હતો. "પ્રાણીયા ભજી લે ને ફકિરતાર ફઈબા મારે તો બેડો પાર."

ફઈબા : મૂંગો મર, મૂઆ તોતડા, તારામાં પણ કળજુગ આવી ગયો છે; કયાં ગયાં ઓલાં તમારાં ગુણવંતી?

ગુણવંતી : આ રહી, ફઈબા સાસુ.

ફઈબા : એ ફઈજી સાસુવાળી, ફઈબા કે'તી જા.

ગુણવંતી : વારુ ફઈબા, શું આજ્ઞા છે?

ફઈબા : જાને આજ્ઞાવાળી, તારા દાગીના ઉતાર.

ગુણવંતી : હાજી.

તરુણ : ફઈબા, દદાગીનાને શું કરવા છે?

ફઈબા : લગન ખર્ચનો આંકડો ચૂકવવા માટે ગીરો મૂકવા છે. તારા બાપનું મનીઓર્ડર આવેથી છોડાવી લેશું.

ગુણવંતી : લ્યો, આ દાગીના!

ફઈબા : કોઈ પૂછે કે દાગીના કયાં ગયા તંઇએ શું કહીશ?

ગુણવંતી : કહીશ, કે મને દાગીનો તો શોખ જ નથી. વડીલોની

આશિષ એ જ મારા દાગીના. ફઈબા રોકડા રૂપિયા જોઈતા હોય તો મારા ભાઈએ આપેલ રૂપિયા પાંચસો મારી પાસે જ છે. લ્યો આ ટ્રંકની ચાવી.

ફઈબા : એટલે શું અમને દાન કરવા નીકળી છો ? મોટી દાતારની દીકરી, લાવ કૂંચી. તરુ, જા જોઉં. લે આ કૂંચી, જેટલા રૂપિયા હોય તેટલા અહીં લઈ આવ.

તરુણ : (સ્વગત) મમરી ગયા. હરામખોર ફઈબાએ આ બિચારીને લૂંટી લીધી.

ફઈબા : (સ્વગત) આ તે કોઈ છોકરી છે? મેં જાણ્યું કે દાગીના ને રૂપિયા લઈ લઈશ એટલે સામું બોલશે, ના પાડશે, એટલે હું તેની ધૂળ કાઢી નાંખીશ, જ્યારે આ પથરો તો કંઈ બોલતો જ નથીને ! એ ભિખારીની છોકરી કંઈ વિવેક શીખી છે કે નહીં ?

ગુણવંતી : ફઈબા હું મા વગરની, મને કોણ શિખવે ? વિવેક અને વહેવાર શીખવા તો તમારે આશરે આવી છું. કહો, મારી શું ભૂલ થઈ ?

ફઈબા : પરણીને ઘરમાં આવી પછી તું મને પગે કેમ ન લાગી ?

ગુણવંતી : ભૂલી ગઈ, હવેથી રોજ સવારમાં હું તમને પગે લાગીશ. (પગે લાગે છે.)

ફઈબા : હવે આઘી રે' વાઘરણ, હું દેવસેવા માટે નાહી છું, એટલુંય ભાન નથી ?

ગુણવંતી : ભૂલ થઈ ગંગાસ્વરૂપ મને ક્ષમા કરો.

ફઈબા : એટલે મારી સામે ભાષણો કરે છે ?

ગુણવંતી : ત્યારે હવે નહીં બોલું.

આશિષ એ જ મારા દાગીના. ફઈબા સેકડા રૂપિયા જોઈતા હોય તો મારા ભાઈએ આપેલ રૂપિયા પાંચસો મારી પાસે જ છે. લ્યો આ ટ્રંકની ચાવી.

ફઈબા : એટલે શું અમને દાન કરવા નીકળી છો? મોટી દાતારની દીકરી, લાવ કૂંચી. તરુ, જા જોઉં. લે આ કૂંચી, જેટલા રૂપિયા હોય તેટલા અહીં લઈ આવ.

તરુણ : (સ્વગત) મમરી ગયા. હરામખોર ફઈબાએ આ બિચારીને લૂંટી લીધી.

ફઈબા : (સ્વગત) આ તે કોઈ છોકરી છે? મેં જાણ્યું કે દાગીના ને રૂપિયા લઈ લઈશ એટલે સામું બોલશે, ના પાડશે, એટલે હું તેની ધૂળ કાઢી નાંખીશ, જ્યારે આ પથરો તો કંઈ બોલતો જ નથીને! એ ભિખારીની છોકરી કંઈ વિવેક શીખી છે કે નહીં?

ગુણવંતી : ફઈબા હું મા વગરની, મને કોણ શિખવે? વિવેક અને વહેવાર શીખવા તો તમારે આશરે આવી છું. કહો, મારી શું ભૂલ થઈ?

ફઈબા : પરણીને ઘરમાં આવી પછી તું મને પગે કેમ ન લાગી?

ગુણવંતી : ભૂલી ગઈ, હવેથી રોજ સવારમાં હું તમને પગે લાગીશ. (પગે લાગે છે.)

ફઈબા : હવે આઘી રે' વાઘરણ, હું દેવસેવા માટે નાહી છું, એટલુંય ભાન નથી?

ગુણવંતી : ભૂલ થઈ ગંગાસ્વરૂપ મને ક્ષમા કરો.

ફઈબા : એટલે મારી સામે ભાષણો કરે છે?

ગુણવંતી : ત્યારે હવે નહીં બોલું.

ફૂઈબા : મૂંગી છે ? સામું જો, (સામું જોતાં) આ શું, આંખોમાં અણીયું કાઢી છે ? લાજ વિનાની (ધક્કો મારીને બડબડ કરતાં ચાલ્યાં જાય છે.)

તરુણ : (ગુણવંતી સામું જોઈને) કાં પડીને ?

ગુણવંતી : પડે, અકોણા માણસ સાથે કામ પડયું હોય ત્યારે જરાક પ્રસાદી મળે પણ ખરી.

તરુણ : ફૂઈબા હરામખોર છે. બસ એમની તો હું ખબર લઈશ.

ગુણવંતી : જો જો, ફૂઈબાની સામે ન થતા. એ વડીલ છે, વગર વાંકે શિક્ષા કરી તો ભલે કરી. પણ મને ખાતરી છે કે તમાચો પડયો મને પણ વાગશે એમને. વળી આજથી એમની એવી ચાકરી કરીશ કે બેચાર દિવસમાં એ પોતાની ભૂલ કબૂલ કરશે. એ થાકશે, પણ હું થાકવાની નથી.

તરુણ : શાબાશ, તતતું ખરેખર જ ગુણવંતી છે.

ગુણવંતી : જુઓ, પ્રયત્ન કરવાથી જીભ ઓછી અટકે છે ને ? જાવ, હવે કામે લાગો.

તરુણ : નહીં તારી પાસેથી જવું જ નથી ગમતું ને.

ગુણવંતી : વખાણ કરો મા. હજી તો આખો દરિયો તરવો છે અને પારકાંને પોતાનાં કરવાં છે. જાવ નહીં તો પાછા મારા ભોગ મળશે, જો ફૂઈબા આવી ચઢશે તો.

દૃશ્ય : ચોથું

સ્થળ : ( એ જ ઘર, અવ્યવસ્થિત, અને ગંદુ ઘર બરાબર વ્યવસ્થિત અને સ્વચ્છ લાગે છે, ઘરમાં સુઘડતા વર્તાઈ રહી છે. ગુણવંતીના લગ્નને આજે લગભગ ત્રણ ચાર મહિના વીતી ગયા છે.)

સમય : સાંજનો.

પાત્રો : હસમુખી, ગુણવંતી, તરુણકાન્ત, ફઈમા અને ચિત્રા.

( હસમુખી બેઠી બેઠી છાપું વાંચી રહી છે.)

હસમુખી : નાની ભાભી આવ્યા પછી આખા ઘરનું વાતાવરણ જ બદલાઈ ગયું છે, અને મૂઆં ફઈમાને પણ એણે થોડા ઘણે અંશે જીતી લીધાં છે. ઘણા દિવસથી લડવાનો અવસર ખોળું છું પણ વાંકમાં જ આવતી નથી ને બસ આજે તો ચોરીનો આરોપ ચઢાવું.

ગુણવંતી : ( પ્રવેશતાં ) બહેન, વધામણી, નણદોઈ તમને તેડવા આવ્યા છે.

હસમુખી : મને તેડવા આવ્યા છે? ભોગ લાગ્યા ભાભી. હું તો તમારો ઘાટ ઘડવા બેઠી ત્યાં તો તમે મારા હૈયામાં જ હોળી હળગાવી. જાવ કહી દ્યો કે પાછા જાય. હું સાસરે જવાની નથી.

ગુણવંતી : અરે એમ થાય? જુઓ તો ખરાં, બિચારા એક વરસમાં કેવા સુકાઇ ગયા છે?

હસમુખી : તમને ખબર નથી ભાભી, મારી સાસુ એવી છે કે કોઈવાર માથું ઉઘાડું હોય તો કહેશે કે "વહુ માથે ઓઢો," મનમાં ગાતી હોઉં તો કહેશે કે "વહુ. નાચણુ ના થાવ," અને સારાં કપડાંની ટાપટીપ કરું તો કહેશે કે "વહુ માઝામાં રહેતાં જાવ."

ગુણવંતી : હશે, અત્યારે તો બિચારાં મરવા પડયાં છે, અને તમારા વર તો જરાય ઠપકો નહીં આપે, એવું મેં વચન લીધું છે.

હસમુખી : ત્યારે ભાભી, તમારે મને પરાણે મોકલવી જ છે ?

તરુણકાન્ત : (પ્રવેશ) મદીગઈ, મદીગઈ, ગુણવંતી,

ગુણવંતી : ગુણવંતી મરી ગઈ ?

તરુણ : અરે મદીગઈ નહીં પણ મમલી ગઈ.

ગુણવંતી : શું ?

તરુણ ; નોકરી.

ગુણવંતી : પાછું તોતડું બોલ્યા. ચોખ્ખું બોલતા જાવ. હાથે કરીને તોતડા થવાનું છોડી દો ને ચોકખું બોલવાનો પ્રયત્ન કરતા જાવ. જુઓ, બહેન, સાસરે જાય છે માટે તમારો પહેલો પગાર જે આવે તે બહેનને આણામાં આપી દેજો.

તરુણ : ત્યારે બહેન, તું સાસરે જાય છે ! ચાલો ખુશાલી ખુશાલી.

હસમુખી : ભાભી ! હું ભલભલાનું કહ્યું ન માનું પણ તારી આગળ લાચાર થઈ. અરેરે શું મારે સાસરે જવું જ પડશે ?

ગુણવંતી : એમાં કંઇ નવાઈ છે ? બહેની એ તો ઘર ઘરનો ન્યાય.

### ગીત

ગુણવંતી : સાસરવાસે હોય દીકરી, એ ઘર ઘરનો ન્યાય,
એ નણદી, એ ઘર ઘરનો ન્યાય.

હસમુખી : જ્યાં નહીં આપણાં માનપાન ત્યાં કેમ કરી રહેવાય?
એ ભાભી, કેમ કરી કહેવાય?
મને ચૂલો ફૂંકતા ફેર ચઢે, જોઈ એઠાં વાસણ ઝેર ચઢે.

ગુણવંતી : આ જાય કુટેવો ધીરે ધીરે બીજો નથી ઉપાય,
એ નણદી, એ ઘર ઘરનો ન્યાય.

હસમુખી : છે ઝૂંપડી જેવું ઘર મારું.
નથી રાચરચીલું કોઈ સારું.

ગુણવંતી : મીઠી પિયરના મહેલ થકી એ ઝુંપડીઆંની છાંય.
એ ઘર ઘરનો ન્યાય.

(ગીત પૂરું થતાં હસમુખી, ગુણવંતીને વળગીને રોઈ પડી. બન્ને અંદર ચાલ્યાં ગયાં અને તરુણ બહાર ચાલ્યો ગયો. દિવસ પૂરો થતો હોય તેવું પ્રકાશ આયોજન. બીજા દિવસની સવાર અને પાછી સાંજ. ચિત્રાનો પ્રવેશ.)

ચિત્રા : કાં ફઈબા, કેમ છો?

ફઈબા : (અંદરના ઓરડામાંથી બહાર આવતાં) કોણ ચિત્રા? આવ બેટા, કંઈ ઘણા મહિને આજે નણંદની ખબર લેવા આવવાનું સૂઝયું?

ચિત્રા : શું કરું ફઈબા, વખત જ મળતો નથી. કહો કેમ છો? (કટાક્ષમાં) અને કેમ છે અમારાં નણંદબા? જીવે છે ને? તમે તેનો મિજાજ તો ઠેકાણે લાવી દીધો હશે?

ફઈબા : શું કહ્યું, મિજાજ? ખબરદાર, જો એની નિંદા કરી તો. ગુણવંતી તો મારા ઘરનો દીવો, ખરેખર જ ગુણવંતી છે...

ચિત્રા : એમ કે?

ફઈબા : હા, એના આવ્યા પહેલાં અમારું પૂરું ન થતું. આજે બચે છે. આ પ્રતાપ એનો. તરુણની જીભ સુધરી, અને નોકરીએ લાગ્યો—આ પ્રતાપ એનો. મોટી વહુ નિરાંતે ગીતા વાંચે છે અને વઢકણી હસમુખી સાસરે ગઈ એ પ્રતાપ એનો. અને હું પણ જંજાળ પડતી મૂકીને નિરાંતે પ્રભુ ભજન કરું છું. અને એનો સસરો આવે ત્યારે કહીશ કે ભાઈ, જો આ તારા ઘરની દેવી, જેણે તારા ઘરને સ્વર્ગ બનાવ્યું છે.

ગુણવંતી : (પ્રવેશ. ચિત્રાને પગે લાગીને) આ પ્રતાપ મારો નહીં, પણ વડીલોની આશિષનો. ભાભી આમાં મારી વડાઈ જેવું કાંઈ જ નથી. આપણો ધર્મ જ એવો છે કે જો તેનું પાલન કરીએ, તો જ્યોતિ જાગે અને અંતરમાં અજવાળાં થાય.

જ્યોતિ જેવો ધર્મ આપણો પ્રકટાવે ઝળકાર<br>
પોતે બળતી છતાંય હસતી ને હરતી અંધાર.<br>
આત્મ ત્યાગના પ્રબળ પ્રતાપે ઉજ્જવળ છે સંસાર.<br>
દુઃખ વેઠયા વિણ સુખ ના હોયે. સંસારનો એ સાર.

(ફઈબા ગુણવંતીને છાતી સરસી ચાંપે છે. ચિત્રા ઝોભીલી પડી જાય છે.)





અનેક શુભકામનાઓસહ

# શ્રી દેશી નાટક સમાજ



ભાંગવાડી,
પ્રિન્સેસ થીએટર
મુંબઈ - ૨.

ફોન : ૨૨૮૩૨